વિવિધ વાર્તિક સદ્બોધ ગ્રંથમાળા સીરીઝ ૨ ૭.

ધાર્મિક—નવલકથા

# શ્રી રામચરિત્ર.

અનુવાદક અને પ્રકાશક:


ગોર અંબાલાલ છગનલાલ બ્હેસ.

શીકા–( સ્ટેટ પ્રાંતર, મહિકાંઠા. )



વિક્રમાબ્દ ૧૯૭૯. પ્રત ૧૧૦૦ ખ્રિસ્તાબ્દ ૧૯૨૩.




કિંમત } ગ્રાહકો માટે પાંચ આના.
છુટક નકલના છ આના.

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ સીરીઝોમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, અને બીજું જનસમાજના વર્તનમાં કંઇ સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃત ગૃહસ્થો ! હું લેખક તદ્દન બ્હેરો છું તે આપ સર્વેને વિદીત છે તેમજ ગુર્જર ભૂમિ ઉપર બ્હેરા લેખકોને મુખ્ય આધાર, ઉદાર ગૃહસ્થો, અને ઉત્સાહી ગ્રાહક બંન્ધુઓ ઉપરજ છે ઠીક—

વાંચન, અને તે કેવું હોવું જોઇયે ? એ દરેક બંધુઓનું અજ્ઞાત નહિ હોય, છતાં આ સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી જાતે લખી છપાવી અને જાતેજ વેચું છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે તો ત્હેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

વિનંતી કે મારા બ્હેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા, દ્રષ્ટિગત છે. તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ, આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| સંવત ૧૯૭૯. | આપનો સ્નેહાધીન, |
| મહા-શિવરાત્રી. | ગોર અંબાલાલ છગનલાલ. |
| અમદાવાદ. | વડાગામ (મહિકાંઠા) |

# શ્રી રામચરિત્ર.




એક પૌરાણીક કથા છે કે પરમેશ્વરે મનુષ્યનો અવતાર લઇને દેવતાઓના શત્રુ રાવણને માર્યો. તેની આ સરસ વાર્તા છે. જે ભક્તિમાન્ય વાંચકોમાં આ વાર્તા રસ પ્રિય થઇ પડશે.

## કથાનો આરંભ.

બ્રહ્માજીના માનાસ પુત્ર પુલસ્ત્યજી થયા અને તેઓ પછી તેમનો વત્સવસ નામનો પુત્ર થયો. અને તેને એક રાક્ષસ પુત્ર હતો. કે જેણે લોકોમાં મોટી રડાપીટ કરાવી હતી. તે પોતે રાવણજ હતો. તેણે મોટું તપ કર્યુ, અને વરદાન મેળવ્યું એ તપથી તે સર્વે લોકોમાં ફર્યો. તેણે ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓ, ગાંધર્વો, કિન્નરો, યક્ષ, દાનવ, મનુષ્ય અદિક સર્વેને યુદ્ધમાં જીતી લીધા. તે દુષ્ટે દેવોની જેટલી સ્વરૂપવાન સ્ત્રિઓ જોઇ તે સર્વેનું હરણ કર્યું. દેવોના વિવિધ પ્રકારનાં રત્નો પણ તેણે લઇ લીધાં. અને તે બળથી ઘણો અભીમાની થઇ ગયો. એ પછી એ દુષ્ટ રાવણે યુદ્ધ કરીને કુબેરજીને પણ જીત્યા, અને તેઓની લંકા નામની નગરી. તેમજ પુષ્પક નામનું વિમાન પડાવી લીધાં.

તે નગરીમાં રાવણ સર્વ રાક્ષસોનો રાજા થઇને રહેવા લાગ્યો. તેને અભીમાની અને પરાક્રમી ઘણા પુત્રો પણ થયા. તેઓ મહા બળવાન અને પરાક્રમી રાક્ષસ લોકો જે લંકામાં રહેતા હતા તેમ-

ભેગા ભળી જઇને અને રાવણનો આશ્રય લઇને-દેવતા, પિતૃઓ, મનુષ્યો, વિદ્યાધરો, અને યક્ષ, કીન્નરો, વિગેરેને મારી નાખતા એમ તેઓના ભયથી આકાશ-પાતાળ સર્વ જગત ઘણુંજ દુઃખી થયું.

તે વખતે ઈન્દ્રાદિક દેવતાઓ, મહર્ષિ લોકો, સિદ્ધ, વિદ્યાધરો, ગાંધર્વ, કિન્નરો, ગુહ્યક, નાગ, યક્ષ, અને જે કોઇ સ્વર્ગવાસી હતા. તે સર્વે બ્રહ્માજી અને મહાદેવજીને આગળ કરીને ક્ષીર સાગરના તીરે ગયા. અને ત્યાં શ્રી પરમેશ્વરની આરાધના કરી. હાથ જોડીને ઉભા રહ્યા. અને બ્રહ્માજીએ શ્રી વિષ્ણુભગવાનની પુંજા કુંમ કુંમ પુષ્પ, અક્ષત, દુધ, વિગેરે સામગ્રી સહીત કરી. અને શ્રી નારાયણ ભગવાનથી સ્તુતી કરી.

ત્યારે ભગવાન શ્રી કરૂણા નિધાન સંતુષ્ટ થયા, અને પોતાનુ રૂપ બતાવીને બ્રહ્માજીને બોલ્યા, કે હે પિતા મહ દેવતાઓની સાથે તમો શા કારણથી આવ્યા છો ?

હે બ્રહ્મન જે કાંઇ કામ હોય તે તમો સ્તુતી કર્યા વગર કહો. જ્યારે પરમાત્મા શ્રી વિષ્ણું ભગવાને એમ કહ્યુ ત્યારે સર્વે દેવગણોની વચમાં બ્રહ્માજી બોલ્યા કે હે પ્રભુ ?

દુષ્ટાત્મા રાવણે સર્વ જગતનો નાશ કરી નાખ્યો છે. તે રાક્ષસે ઇન્દ્ર ાવગેરે દેવતાઓને પરાજીત કરી લીધા છે. અને તેના નગરમાં રહેવાવાળા રાક્ષસોએ ઘણા મનુષ્યોને પણ મારી નાખ્યા છે, યજ્ઞ માત્રનો તેમણે વિધ્વંશ કરી નાખ્યો છે. તેણે બળથી લાખો દેવકન્યાઓનાં હરણ કર્યાં છે. એથી હે કમળ નયન ભગવાન ! આપના સિવાય બીજા કોઇની પણ શક્તિ નથી કે તે દુષ્ટ રાવણને મારી શકે. કેમકે બીજા દેવો પણ આ વાતમાં થાકયા છે. એથી આપ તે

દુષ્ટનો વધ કરો તોજ હે કરૂણા નિધાન આ પૃથ્વિ ઉપરનાં દુઃખો દુર થઇ શકશે.

જ્યારે બ્રહ્માજીએ ઉપર પ્રમાણે કહ્યું ત્યારે શ્રી વિષ્ણુભગવાન બોલ્યા કે;–હે બ્રહ્મન્–એક ચિત્તથી મારી વાત સાભળો કેઃ–સુર્ય વંશમાં ઉત્પન્ન થયેલા વિર્યવાન શ્રીમાન પૃથ્વિ ઉપર એક મહારાજા દશરથ નામે પ્રસિદ્ધ છે. તેમને ત્યાં હું પુત્રરૂપે અવતરીશ. હું તો એકલોજ પોતે હઇશ. પરંતું મારા ત્રણ અંશ પણ સાથે આવશે. કેમકે દુષ્ટ રાવણને મારવાનો છે. પરંતુ તમે બધા દેવ ગણો એ પણ પોત પોતાના અંશરૂપ પૃથ્વિ ઉપર અવતાર લેવો જોઇએ, તોજ રાવણનો નાશ થઇ શકશે.

એ રીતે વિષ્ણું ભગવાનના વચન અનુસાર સર્વે દેવ લોકો પ્રણામ કરીને બ્રહ્માજીની સાથે સુમેરૂ પર્વત ઉપર ચાલ્યા ગયા. અને પોતપોતાના અંશોથી વાંદરાઓના રૂપમાં પૃથ્વિ ઉપર જન્મ પામ્યા.

એ વખતે મહારાજા દશરથજીને એક પણ પુત્ર નહોતો તેથી તેઓએ વેદ પારંગત રૂષીઓની સલાહ પ્રમાણે પુત્ર પ્રપ્તિને માટે પુત્રોષ્ટ યજ્ઞ કરાવ્યો. તે વખતે સુવર્ણના પાત્રમાં અગ્નિકુંડમાંથી ખીર જેવો અમૃત સમાન પદાર્થ નિકળ્યો.તે પદાર્થ લઇને મુનિયોએ મંત્ર ભણીને તેના બે ભાગ સરખા કરીને કૌશલ્યા અને કૈકેયી નામની મહારાજા દશરથની રાણીઓને ખાવાને માટે આપ્યા. તે બંને રાણીઓએ પોતાને મળેલા ભાગમાં સુમિત્રાને બંન્નેમાંથી અડધોઅડધ આપ્યો. કેમકે તેપણ રાજાની રાણી અને ભાગ મેળવવાને માટે અધીકારીણી હતી. અને થોડા વખત પછી શ્રીવિષ્ણું ભગવાન–દશરથજીથી એ ત્રણે રાણીઓમાં ઉત્પન્ન થયા. એક તો પોતે શ્રીભગવાન હતા. અને બીજા ત્રણ

અંશો મલીને ચારપુત્રો દશરથ રાજાને ઘેર ઉત્પન્ન થયા. તેઓનાં નામ અનુક્રમે રામચંદ્ર, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એમ પાડવામાં આવ્યાં, વશિષ્ટ આદીક મુનિઓએ ચારે મહારાજ કુમારો વેદવિધિ પૂર્વક સંસ્કાર આદીક કાર્ય કર્યાં અને તે ચારે કુમારો પણ મંત્ર પ્રસાદીને આધારે મોટા થવા લાગ્યા. એ ચારે મહારાજા કુમારોએ વેદશાસ્ત્રનું ઘણી સારી રીતે અધ્યયન કર્યું. તે વખતે મહા તપસ્વિ વિશ્વામિત્ર રૂષિએ વિધીપૂર્વક યજ્ઞ અને શ્રીવિષ્ણુભગવાનની પુંજાનો આરંભ કર્યો હતો. પણ રાક્ષસો તે યજ્ઞમાં ઘણીવાર મોટમોટાં વિઘ્નો લાવી મૂકતા. તેથી યજ્ઞની રક્ષા કરનારની જરૂર જણાઇ. અને તેઓ શ્રીરામચંદ્રજી તથા લક્ષ્મણજીને લઇ જવાને માટે અયોધ્યામાં આવ્યા હતા. અને તેઓ મહારાજા દશરથનેજ ત્યાં ઉતર્યા હતા.

શ્રેષ્ટ બુદ્ધિવાળા દશરથ રાજાએ તેઓને આવેલા જોઇને સિંહાસન ઉપરથી ઉઠીને આદર સહીત પ્રણામ કર્યો. અર્ધ્ય—પાદ્ય, આદીકથી અરચન પ્રણામ પૂજા કરી, અને પૂછયું કે, મહર્ષી આપ શા કારણથી પધાર્યા છો ?

ત્યારે વિશ્વામીત્રજી બોલ્યા, કે હે રાજા હું જે કારણથી આવ્યો છું તે વાત સાંભળો, હે નૃપ શાર્દૂલ (સિંહસમાન) મારે એક કામ છે, તે કહું છું કે—દુષ્ટ રાક્ષસોએ મારો યજ્ઞ ઘણીવાર છીન્નભીન્ન કરી નાખ્યો છે. અને તે યજ્ઞની રક્ષા કરવાને માટે મને શ્રીરામ—લક્ષ્મણ બંન્ને રાજકુમારોને આપો.

ત્યારે શ્રીમાન્ વિશ્વામીત્રજીએ એમ કહ્યું ત્યારે રાજા થોડીકવાર ચૂપ રહ્યો અને બોલ્યો, કે હે મુનિ શ્રેષ્ટ ? હું તો તે વાતમાં ખુશી છું અને હું આપને કમળનયન શ્રીરામચંદ્રજીને સોંપુ છું, બંન્ને

રાજકુમારોને લઇ જાઓ. પરંતુ તેઓની માતા તેમના વગર મહા આક્રંદ કરશે.

એઓ ત્યાં આવીને સર્વે રાક્ષસોને મારી નાખશે એ વાત ખરી છે અને મને અંતઃકરણ પૂર્વક ખાત્રી છે.

ઉપરનાં વચનો સાંભળીને વિશ્વામિત્ર મુનિ સ્નેહભાવથી પરાક્રમી રાજા દશરથને કહેવા લાગ્યા. કે હે નૃપ શ્રેષ્ટ ? રામચંદ્રજી કાંઇ જેવા તેવા નથી, પરંતુ તેઓ સર્વજ્ઞ-સમદર્શી અને કંઇ પણ (ગમે તેવું) કામ કરવાને સમર્થ છે. કેમકે એ બંન્નેજણ શ્રી નારાયણ અને શ્રી શેષનાગજીનો અવતાર છે. અને તે તમારે ત્યાં પુત્રરૂપે અવતરેલા છે. એમાં જરાપણ સંદેહ નથી.

જ્યારે શ્રીમાન્ વિશ્વામિત્રજીએ ઉપર પ્રમાણે કહ્યું ત્યારે રાજા દશરથે તેઓના શ્રાપ ભયથી એમજ કહ્યું જે મહારાજ ? ભલે આપ મારા બંન્ને પુત્રોને લઇ જાઓ. એવી રીતે ઘણા દુઃખ આવેશમાં રાજા દશરથે શ્રીરામચંદ્રજીને છોડયા ત્યારે લક્ષ્મણ સહીત શ્રીરામચંદ્રજીને લઇને વિશ્વામિત્રમુનિ પોતાના સિદ્ધાશ્રમ તરફ ચાલ્યા જતાં જતાં મુનીશ્રીએ પાછળ જોયું તો રાજા દશરથને ઘણે દુર સુધી પાછળ પાછળ આવતા દીઠા. અને વિશ્વામિત્રની પાસે જઇને ફરીથી બોલ્યા કે—

મહારાજ ? હું પહેલા અપુત્ર હતો. ઘણા કષ્ટથી અને ઘણા કર્મકાન્ડ કરાવીને આપ જેવા મુનિઓની મહાપ્રસાદીથી હું પુત્રવાળો થયો છું, એથી મનમાંનો વિયોગ પણ મારાથી સહન થઇ શકતો નથી. અને તે વાત આપ સારી રીતે સમજતા પણ હશો. કે રામ-

ચંદ્રજી જેવા પુત્ર મારે ત્યાં કયાંથી, તો હું કહું છું કે મહારાજ એ બંન્ને પુત્રોને જલ્દી અહીં લાવી મૂકી જશો.

એ પછી વિશ્વામિત્ર બંન્ને રાજકુમારોને લઇને ધીમે ધીમે અયોધ્યાની આગળ ચાલ્યા. સરયુ નદીના તીર ઉપર પહોંચ્યા ત્યારે વિશ્વામિત્રે તે બંન્ને રાજકુમારોને એકલા જાણીને કંઇક ચમત્કારિક વિદ્યા શિખવી. એ વિદ્યા બે જાતની હતી. તેમાં એકનું નામ બલા અને બીજાનું નામ મહાબલા હતું તેનો પ્રયોગ મંત્ર સહીત તે બંન્ને રાજકુમારોને શિખવ્યો એ વિદ્યાઓમાં એ ગુણ હતો કે તે વિદ્યાનું આરાધન કરવાવાળાને ભૂખતરસ કદી પણ લાગતીજ નહી. એ પછી પણ તે બુદ્ધિમાન રૂષિએ ઘણી અસ્ત્રશસ્ત્ર વિદ્યા શિખવી અને રસ્તામાં મોટા મોટા જે આશ્રમો હતા તે પણ બતાવ્યા. એમ એમ પુન્યસ્થાનોમાં ફરતા ફરતા ગંગાજીની ઉતરે શોણ નદીના પશ્ચિમ કિનારે પહોંચ્યા ત્યાં પણ ઉત્તમ ઉત્તમ મુનિરાજોનાં દર્શન કરતા અને આશિર્વાદ મેળવતા શ્રીરામ-લક્ષ્મણ વિશ્વામિત્ર રૂષિની સાથે આગળ ચાલ્યા કે—

જે વન તાટકા નામની રાક્ષસીનું હતું. મહાતપસ્વિ વિશ્વામિત્રજી શ્રીરામચંદ્રજી પ્રત્યે બોલ્યા કે હે રામ ? જુઓ આ તાટકા નામની રાક્ષસી છે. અને તેના વનમાં આપણુ આવી ચઢયા છીએ હે મહાબાહુ ? એ રાક્ષસી રાવણની આજ્ઞાથી આ વનમાં રહે છે. તેણી ઘણા માણસો અને મૃગોને ખાઇને મદોન્મત બની ગઇ છે.

વિશ્વામિત્રની આ વાત ચાલે છે એટલામાં તે મોટા દાંતવાળી છુટા કેશવાળી મુખ પહોળુ કરેલી તાટકા રાક્ષસી ત્યાં આવી ગઇ. મુનિના કહેવા મુજબ શ્રીરામચંદ્રજીએ એક હાથ લાંબો કરીને આવતી

રાક્ષસીના પાછલા ભાગ ઉપર જઈને લાગે તેવી રીતે એક બાણ છોડયું, તે ઘણુજ વેગથી તેની છાતીમાં ઘુસ્યું અને તે રાક્ષસી થોડીવાર તરફડાટ કરીને જમીન ઉપર પટકાઈ મરી ગઈ.

એવી રીતે તાટકા નામની રાક્ષસીનો વધ કરાવીને વિશ્વામિત્ર મુનિ તે બંન્ને રાજકુમારોને નાના પ્રકારના વનકુંજો, નાના નાના રૂષિમુનીઓના આશ્રમો, નાના નાના ખલખલાટ કરતા ઝરણો અને શાકફળ ફૂલથી ભરેલા ન્હાના વનમાં ફેરવીને વિંધ્યાચલ પર્વતના મધ્ય ભાગમાં નિયત કરેલા સિદ્ધાશ્રમ નામના પોતાના મઠમાં લાવ્યા અને યજ્ઞ રક્ષણને માટે તે બંન્નેને ત્યાં મૂકી દીધા. અને રાક્ષસોને કેવી રીતે મારવા તે પણ તેમણે તે બંન્ને ભાઈઓને શિખવી દીધું. અને બીજે દિવસે વિશ્વામિત્રે યજ્ઞનો આરંભ કરી દીધો.

જ્યારે તે મહા તપસ્વિ વિશ્વામિત્રજી પોતાના યજ્ઞકાર્યમાં ગુંથાયા હતા અને યજ્ઞની સામગ્રી છુટી વિખેરાઈને પડી હતી. તેમજ બ્રાહ્મણો યજ્ઞ કાર્યમાં મચ્યા હતા ત્યારે મારીચ અને સુબાહુ તથા બીજા ઘણા રાક્ષસો રાવણે મોકલ્યા હતા તે સર્વે યજ્ઞનો નાશ કરવાને માટે આવ્યા, તેઓને આવેલા જાણીને કમળલોચન શ્રીરામચંદ્રજીએ પહેલાં તો બાણથી સુબાહુને મારીને પૃથ્વિ ઉપર પટકી નાખ્યો અને લોહીની ધારાઓ વહેવડાવી. અને મારીચને પણ બાણવડે વિંધીને સમુદ્રમાં ફેંકી દીધો. કે જેમ પાંદડાને પવન ઉડાવી દે છે. તેમ તે રાક્ષસોને છુટા છુટા ફેકી દીધા.

એવી રીતે શ્રીરામચંદ્રજીએ યજ્ઞની રક્ષા કરી અને વિશ્વામિત્રજીનો યજ્ઞ પૂરો થયો.

એ પછી વિશ્વામિત્રજીએ થોડીકવારમાં વિચાર કર્યો કે જો હમણાં શ્રીરામચંદ્રજીનું લગ્ન કરવામાં આવે તો ઘણા ભાગ્યની વાત

ગણાય. એમ વિચાર કરીને ઘણા શિષ્યોને તથા શ્રીરામચંદ્રજીને સાથે લઇને વિશ્વામિત્રજી જનકપુરીમાં પહોંચ્યા. એ દેશ નાના પ્રકારના ધ્વજા તોરણોથી અલંકૃત થયો હતો. ત્યાં રાજા જનકની નગરીમાં પણ મોટી ધામધુમ થઇ રહી હતી. અને તે દીવસે રાજા જનકની બેટી સીતાજીનો સ્વયંવર હતો. તે બંન્ને રાજકુમારોને લઇને વિશ્વામિત્રજી સિતાજીના સ્વયંવરમાં આવ્યા હતા. ત્યાં એવી વ્યવસ્થા કરવામાં આવી હતી કે મહાદેવજીએ પોતાના યજ્ઞમાંથી નીકળેલું એક મોટુ ભારે ધનુષ્ય રાજા જનકને બક્ષીસ આપ્યું હતું તે ધનુષ્યને જુનું થયેલું હોવાથી તેને બહાર કાઢીને રાજસેવકો સાફ કરતા હતા અને તે પછી તે ધનુષ્ય રાજા જનકે બહાર મૂકાવ્યું હતું કે જે કોઇ આ ધનુષ્ય ભાગી નાખે તેને શ્રીસિતાજી વરમાળ આરોપે. પરંતુ મહારાજા જનકની આજ્ઞા અનુસાર કોઇ પણ રાજાએ આ ધનુષ્યને ઉભુ કરવાની હિંમત કરી નહી. અને જે કોઇ તે ધનુષ્ય ઉપાડતો તો તેના વજનમાં દબાઇ જઇને મકસ્રીને પાત્ર થતો. એમ ઘણા રાજાઓ લજ્જાયમાન થઇ ગયા. અને રાજા જનક પણ ઘણો ચીંતાતુર હતો. તે શ્રીરામચંદ્રજીના આગમનની વાટ જોઇ રહ્યો હતો. એટલામાંજ વિશ્વામિત્રજી આ બંન્ને રાજકુમારોને લઇને મિથિલેશ્વર (જનક)ના દરબારમાં આવ્યા. જનકરાજાએ પણ શ્રીરામચંદ્રજી તથા લક્ષ્મણજીને રૂષિની સાથે આવેલા જોઇને વિધિપૂર્વક પૂજા કરી. અને વિશ્વામિત્રજીને રાજા જનકે કહ્યું કે—

બહુ સારૂ એમ કહીને તે રાજપુત્રોના બળને ભંગ કરવાવાળુ ધનુષ્ય રાજા જનકે મંગાવ્યું અને પૂર્વ નિયમાનુસારે તે ધનુષ્યને સ્થાપિત કર્યું.

એ પછી મહારાજ દશરથના પુત્ર શ્રી રામચંદ્રજી વિશ્વામિત્રજીની આજ્ઞા પ્રમાણે સર્વે લોકોના મધ્યમાં ઉભા થયા. બ્રાહ્મણો અને દેવતાઓને પ્રણામ કરીને તે ધનુષ્યને ઉપાડીને તેની પ્રત્યંચા ચઢાવીને ટંકાર કર્યો કે તરતજ તે ધનુષ્ય તુટી ગયું અને હર્ષભરી સીતાજી સખીઓ સહીત વરમાળ લઇને ત્યાં આવીને ભગવાન શ્રીરામચંદ્રજીના કંઠમાં આરોપણ કરી. વળી રાજા જનકને ત્યાં બીજી ત્રણ કન્યાઓ સ્વરૂપવાન હતી. તેમને પણ સારી રીતે વસ્ત્રાલંકાર આપીને લક્ષ્મણ વિગેરે ત્રણે ભાઇઓને વિધિપૂર્વક પરણાવી દીધી.

એ રીતે લગ્નકાર્ય થઇ ગયા પછી કમળનયન શ્રી રામચંદ્રજી માતા, પિતા, ભાઈઓ અને પોતાની ચતુરંગીણી સેના સહીત વિવિધ પ્રકારે આનંદ પ્રમોદ કરતા થોડાક માસ ત્યાં રહ્યા. એ પછી રાજા દશરથે પોતાના પુત્રો સહીત અયોધ્યા જવાને ઉત્કંઠા બતાવી અને રાજા જનકે પણ પોતાની કન્યા સિતાજીને ઘણું ધન આપ્યું તથા રામચંદ્રજીને રત્ન, દીવ્યવસ્ત્રો, નાના પ્રકારના આભુષણો, બીજી દાસીઓ, હાથી, ઘોડા, કામ કરનાવાળા ઘણા સેવકો, વિગેરે આપ્યાં,

સીતાજીને રત્નાલંકારોથી અલંકૃત કરીને રથ ઉપર બેસાડયાં રૂષિમુનિયોએ વેદમંત્રો સહીત સારા આશીર્વાદો આપ્યા. અને રાજા જનકે પુર ઠાઠમાઠથી સીતાજીને શ્રી રામચંદ્રજીની જોડે રથમાં બેસાડયાં તથા વિશ્વામિત્ર આદિક રૂષિયોને નમસ્કાર કર્યા. જાન વિદાય કરીને રાજા જનક પોતાના મહેલે પાછા ફર્યા. સિતાજીને સાસરે જતી વખતે રાજા જનકની સ્ત્રિએ ઘણી સારી શીખામણ આપી.

મહારાજા દશરથ પણ શ્રી રામચંદ્રજી ઉપર ઘણા પ્રસન્ન થયા અને પોતાના પુત્રો અને બંધુ વર્ગ સહીત ધામધુમથી અયો-

જ્યાંમાં પેઠા તેઓએ નગરમાં બહુજ સારી શોભા કરાવી રાજભવનને શણગાર્યો, અને વિવધપ્રકારનાં વાજીંત્રો સાંભળીને, ત્રિવિધપ્રકારના શંખ, નગારાંના શબ્દો સાંભળીને નગરના લોકો પણ શ્રીરામચંદ્રજીના દર્શનઅર્થે આવ્યા. લગ્ન કરીને આવેલા જાણીને અયોધ્યાના લોકો ઘણા ખુશી થયા અને રાજા દશરથે ઘણુંજ હર્ષથી દરબાર ભર્યો. વિશ્વામિત્ર, વશિષ્ટ આદીની રાજા દશરથે સારી રીતે પુંજા કરી. વિવિધપ્રકારનાં આનંદમંગળ નગરમાં વર્તાઇ રહ્યાં એ પછી વિશ્વામિત્રજીએ પોતાના આશ્રમ તરફ જવાની રજા માગી. તોપણ રાજાએ પ્રેમભાવથી તેમને રોકી રાખ્યાં છતાં પણ વિશ્વામિત્ર રૂષિ તપોવનમાં ચાલ્યા ગયા.

## પ્રકરણ-બીજું.



આ પ્રમાણે થયા પછી અને મિથિલા નગરથી ઘેર આવ્યા પછી મહાતેજરવિ, કમળલોચન, શ્રીરામચંદ્રજી પોતાના પિતાને ઘણુંજ વહાલા થઇ પડયા. એઓ ઘણા રાજ કર્મચારીઓ બંધુવર્ગ અને પ્રજા વર્ગની ચાહના મેળવ્યા પછી અયોધ્યામાં આનંદ પ્રમોદથી ભોગ વિલાસ કરવા લાગ્યા.

એવી રીતે ઘણા દીવસ રહ્યા પછી શ્રી રામચંદ્રજીના ભાઇઓમાંથી, ભરત અને શત્રુઘ્ન, બંન્ને પોતાના મામાને ત્યાં ગયા અને શ્રી રામચંદ્રજી લક્ષ્મણજી એ બે ભાઇઓ અયોધ્યા રહ્યા.

१०३१९२



એક દિવસે રાજા દશરથે અતિસુંદર યુવાવસ્થાને પ્રાપ્ત થયેલા જોઇને બળવાન રાજા હોવાને યોગ્ય મહાપંડીત એવા જે શ્રીરામચંદ્રજી પ્રત્યે વિચાર્યું કે રાજ્યકારભાર સર્વે શ્રીરામચંદ્રજીને સોંપી હું શ્રી વિષ્ણુ ભગવાનની ભક્તિમાં વખત ગાળુ તો ઘણું સારૂં અને શ્રીરામ રાજ્ય કરવાને યોગ્યજ છે માટે અવશ્ય તેમને રાજ્યાભિષેક કરવો જોઇએ. એ વાતનો સારી રીતે વિચાર કરીને, પોતાના બંધુવર્ગ ઋષિમુનિઓ અને બીજા રાજાઓને આમંત્રણ માટે આજ્ઞા આપી કે હે દુતે. તમે સર્વ આવતી કાલે શ્રી રામચંદ્રજીનો રાજ્યાભિષેક કરવાનો છે માટે જલદી જાઓ અને વશિષ્ટ વિશ્વામિત્ર આદી રૂષિમુનીઓને પણ બોલાવી લાવો.

એ પ્રમાણે દુતદ્વારાએ રાજાઓને બોલાવીને રાજા દશરથે પોતાની હકીકત કહી જણાવી અને અયોધ્યામાં પૂર્ણ ઠાઠમાઠથી શ્રી રામચંદ્રજીના રાજ્યાભિષેકની ધામધુમ થઇ રહી. ઘેર ઘેર નૃત્ય, ગીતો આદીક આનંદ ધ્વની કર્ણગોચર થવા લાગ્યા નગરવાસીઓ અને દેશવાસિઓમાં આનંદ મંગળ છવાઇ રહ્યો કેમકે રહવારમાં શ્રીરામચંદ્રજીનો રાજ્યાભિષેક થવાનો છે એ વાત સર્વ લોકમાં પ્રસરાઇ ગઇ અને સવે મંત્રીલોક મહારાજ દશરથને પ્રણામ કરીને બોલ્યા હે મહારાજ આપનો જે વિચાર છે તે ઉત્તમ વિચાર છે કેમકે શ્રી રામચંદ્રજીનો રાજ્યાભિષેક થાય તો અમને પણ ઘણા આનંદની વાત છે. ઉપર પ્રમાણે મંત્રીઓનાં વચનો સાંભળીને રાજા દશરથ બોલ્યા. હું કહું તે પ્રમાણે તમો સર્વે શ્રીરામચંદ્રજીના રાજ્યાભિષેકને માટે સામગ્રી લઇ આવો આજ આપણા નગરમાં અત્યુત્તમ શોભા થઇ રહી છે. આ કરતાં પણ આવતી કાલે ઔર વધારો થશે. યજ્ઞને માટે યજ્ઞવેદી બનાવડાવો.

ઉપર પ્રમાણે મહારાજા દશરથના વચનો સાંભળીને કામમાં ચપળ એવા મંત્રીઓએ એક બીજા સાથે સલાહ કરી અને જોત જોતામાં સર્વે સામગ્રી તૈયાર કરાવી એ દીવસ તે કૌશલ્યા, લક્ષ્મણ, સુમિત્રા, અને નગરવાસીઓને આનંદદાયક હતો. સીતા આદીક રાજ રાણીઓ પોત પોતાનાં સાસુ સસરાની તહેનાતમાં રહેવા લાગ્યાં. સીતાજી તેમજ શ્રીરામચંદ્રજીનો રાજ્યાભીષેક થવાનો છે. એ સાંભળી આનંદનો દીવસ હતો. આવતી કાલે પ્રાતઃકાળમાં રામચંદ્રજીનો રાજ્યાભિષેક થશે. એ વાત નગરમાં જોસબંધ પ્રસરી રહી હતી અને આનંદમંગળ વર્તાઇ રહ્યા હતા.

તે રાત્રે શું બન્યું કે રાજા દશરથની માનીતી રાણી કૈકયીની મંથરા નામની કુબડીદાસીએ રાણીકૈકેયીના કાન એવી રીતે ભંભેર્યા કે–

હે મહાભાગ્યવાળાં રાણીજી ? મારી આ વાત સાંભળો કે તમારા પતિરાજ મહારાજા દશરથ તમારૂં બૂરૂં કરવામાં ઉદ્ધત છે. કેમકે કૌશલ્યાના પુત્ર શ્રીરામને પ્રાતઃકાળમાં રાજ્યાભિષેક કરવાના છે. તેમાં ધન, હાથી, ઘોડા, ખજાનો અને સર્વે રાજ્યના માલીક શ્રીરામચંદ્રજી થશે એમાં ભરતજીને કશું મળશે નહી એ માટે હું ઘણી દીલગીર છુ અને તેઓ પણ તેમના મામાને ઘેર ગયેલા છે એટલે તેઓ હાલમાં દુર છે માટે અહીં આવી શકે એમ લાગતું નથી એ ઘણીજ દુઃખદાયક વાત છે કે, તમારૂં ભાગ્ય ઘણુંજ નબળુ છે હવે તમારા કર્મમાં જે કાંઇ દુઃખ પડવાનું હશે તે હવે પડશે.

આવું સાંભળીને કૈકેયી તે કુબડીને આ પ્રમાણે કહેવા લાગી કે.

હે કુબજા ? તું આજ મારી ચાલાકીને જોજે સર્વેરાજ્ય ભરતને અપાવું નહીતોજ મારૂં નામ કૈકેયી ન સમજવી. શ્રીરામચંદ્રજી વનવાસ

ચાલ્યા જશે એમ કહીને રાણી કૈકેયીએ પોતાના અંગપરનાં સર્વે આભૂષણો ઉતારી નાખ્યાં અને જુનાં વસ્ત્રો પહેરીને અને સુકાઇ ગયલાં પુષ્પોની માળા જે એકવાર કાઢી નાખી હતી તે પહેરી લીધી મહાશોકવાન સ્વરૂપ બનાવીને ધુળ રાખને પોતાના શરીર ઉપર લપેટીને, વગર બત્તીએ અંધારામાં સંધ્યા વખતે શોકાતુર થઇને, ડાબો હાથ મસ્તકપર મૂકીને ફાટાંતુટાં વસ્ત્રો મહેલમાં વીખેરી નાખીને, રાણી કૈકેયી સુઇ ગઇ.

અહીં મહારાજા દશરથ અને સર્વે મંત્રીઓએ રાજ્યાભિષેક માટેની સર્વે તૈયારીઓ કરી હતી અને પુણ્યાહ, સ્વરિત વાચન આદી વેદ ધ્વનીથી રાજમહેલ ગાજી રહ્યો હતો.

અને શ્રી રામચંદ્રજીને યજ્ઞ શાળામાં સુવર્ણના આસન ઉપર બેસાડીને વશિષ્ટાદીક રૂષિયો યજ્ઞ કાર્યોમાં લાગ્યા હતા. અને બહાર વિવિધ પ્રકારનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. શંખ, મૃદંગ વિગેરેનો કલરવ મચી રહ્યો હતો, અને ગાયન, નાચના જલસા થઇ રહ્યા હતા. મહારાજા દશરથ થોડીવાર ત્યાં રહીને એક બે વૃદ્ધ મંત્રિઓની સાથે રાણી કૈકેયીના મહેલમાં આવ્યા. વિચાર્યું કે શ્રી રામચંદ્રજીના રાજ્યાભિષેકની હકીકત રાણી કૈકેયીને તો જણાવું ? પરંતું કૈકેયીના અંતરમાં જોયું તો સર્વત્ર અંધકાર છાઇ રહ્યો હતો. તેથી રાજા દશરથ બોલ્યાઃ—

હે પ્રિયે ! આજ તહમારા મહેલમાં અંધકાર કેમ છે. આજનો દીવસ શ્રી રામચંદ્રજીના રાજ્યાભિષેકનો છે. અને નગરમાં કોળી, ચમાર, અને ઢેઢ વર્ગમાં પણ આનંદ પ્રવૃતિ રહ્યો છે. સર્વે લોકોએ પોતાનાં ઘર બહુ સારી રીતે શણગાર્યાં છે; તમારા મહેલમાં અંધારૂં જોઉ છું તેનું શું કારણ છે ?

એમ કહેતાં રાજા દશરથે પોતાના હાથે બત્તી સળગાવીને મહેલમાં પ્રયાણ કર્યું તો રાણી કૈકેયીને પૃથ્વિ ઉપર સુઇ ગયેલી અને રાખ તથા ધુળ ભરેલા શરીરથી જોઇ, ને દશરથજી ઘણા દીલગીર થયા. તેને ઉઠાડીને નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

હે રાણી તમો મારાં સાચાં હિતદાયક વચનો સાંભળો. હે પ્રિયે? શ્રી રામચંદ્રજી તેમની માતાના કરતાં પણ તમારાપર ઘણોજ સ્નેહ રાખે છે. એ રામચંદ્રનો આવતી કાલે સ્હવારના પહોરમાં રાજ્યાભિષેક થશે.

રાણી કૈકેયી સારા ગુણવાળી હતી તો પણ રાજાને કાંઇ જવાબ આપ્યો નહી. ફક્ત રીસેભરાઇને નિસાસા લેવા લાગી. આવી રીતે રીસાયલી રાણીને જોઇને મહારાજા દશરથે તેને બંન્ને હાથથી પકડીને ઉભી કરી અને બોલ્યા.

હે પ્રિયે, કૈકેયી? તમને શું દુઃખ છે. તે મ્હને કહો. વસ્ત્રો, ભૂષણો—રત્નાલંકાર જે કંઇ જોઇએ તે લાવી આપું. તું સુખી થાય એમ ઇચ્છું છું. આપણી લક્ષ્મીનો આવતી કાલે સદ્ઉપયોગ થશે. અને જ્યારે શ્રી રામચંદ્રજીનો રાજ્યાભિષેક થશે ત્યારે સર્વે ભંડારો ખુલ્લા મુકવામાં આવશે. જેની ખુશીમાં આવે તે તેમાંથી લઇ જાય. અને સર્વ ભંડાર રાજ્યાભિષેકના કામમાં વપરાઇ જશે. પછી જ્યારે શ્રી રામચંદ્રજી રાજગાદી ઉપર આવશે ત્યારે નવા ભંડાર ભરવામાં આવશે.

જ્યારે રાજવર્ય દશરથે એમ કહ્યું ત્યારે પાપ લક્ષણવાળી કુબુદ્ધિ અને દયાહીન દુષ્ટા કૈકેયીએ મંથરાના શિખવ્યા પ્રમાણે આમ કહ્યું કે—

રત્નાદીક જે કંઇ તમારૂં છે તે તમારૂં છે એમાં કાંઈ પણ સંશય નથી પરંતુ દેવ અસુરોના મહાયુદ્ધમાં તમોએ જે વરદાન મને આપ્યાં હતાં તે બન્ને વરદાનો હે રાજન્ હવે મને આપો.

જ્યારે તેણીએ એમ કહ્યું ત્યારે મહારાજા દશરથ બુરૂઇચ્છાવાળી કૈકેયી પ્રત્યે આમ બોલ્યા

મેં જે કાંઇ તમને વચન આપ્યું છે તે સર્વે હું તમને આપીશ પણ તમો હમારૂં તમારૂં ભલું ચાહો તો હોય તો આ વાત છોડી દો. તમે શ્રીરામચંદ્રજીના રાજ્યાભિષેકમાં ભાગ લ્યો અને સુખી થાઓ.

જ્યારે રાજાએ એમ કહ્યું ત્યારે કલહ પ્રિય કૈકેયી પાછાં નિષ્ઠુર વચનો રાજા પ્રત્યે બોલી કે તમોએ પહેલાં જે બે વચનો આપ્યાં હતાં તે પ્રાતઃકાળ થતા પહેલાં પુરાં કરો કે,–કૌશલ્યાના પુત્ર શ્રીરામચંદ્રજી બાર વરસ સુધી વનમાં જાય" અને રાજગાદી ભરતજીને મળે.

કૈકેયીનાં આવાં ઘોર અને અપ્રિયવચનો સાંભળીને મહારાજા દશરથ મૂર્છિત થઇ ગયા. અને પૃથ્વી ઉપર પટકાઇ પડયા. અને કૈકેયી પરમ આનંદમગ્ન થઇ ગઇ. જે રાત્રી બાકી હતી તે રાત પુરી થઇ અને પ્રભાત થતાં આનંદમાં રાણી કૈકેયીએ સુમંત્ર નામના રાજસેવકને બોલાવીને કહ્યું. રામને અહીં લઇ આવો.

તે વખતે શ્રીરામચંદ્રજી પુણ્યાહ સ્વચિત વાચનમાં બ્રાહ્મણોની સમીપ બેઠા હતા અને યજ્ઞ મંડપના મધ્યભાગમાં શંખ, નગારાં વાગી રહ્યાં હતાં તે વખતે પાસે જઇને સુમંત્ર પ્રણામ કરીને શ્રી રામચંદ્રની આગળ ઉભો રહીને બોલ્યો હે રામ ? હે રામ ? હે મહાબાહુ ? આપના પિતાશ્રી આપને બોલાવે છે. મહારાજ ? જલદી ત્યાં પધારો.

એ પછી શ્રી રામચંદ્રજી બ્રાહ્મણોની રજા મેળવીને કૈકેયીના મહેલમાં ગયા. પ્રવેશ કરતાંજ નિર્દય કૈકેયી શ્રી રામચંદ્રજીને ક્રોધ યુક્ત બોલી. હે ભાઇ, તમારા પિતાના હુકમ પ્રમાણે હું તમને કહું છું કે તમો એકદમ આ અયોધ્યામાંથી ચાલ્યા જાઓ અને બાર વરસ સુધી વનમાં રહો. હે વિર પુરૂષોત્તમ ધ્યાન આદીક સત્કાર્યોમાં મન લગાડો. અને આજને આજ આ ભૂવનમાંથી ચાલ્યા જાઓ. હે પુત્ર ? એમાં કાંઇ પણ વિચારવાનું નથી. આદર સહીત મારા વચનનું પાલન કરો. રાજા દશરથે પણ ખીન્ન વદને કૈકેયીના વચન પ્રમાણે કહ્યું:—

પિતા, માતાનાં ઉપર મુજબ વચનો સાંભળીને શ્રી રામચંદ્રજીએ આજ્ઞાનો સ્વિકાર કરી લીધો. અને માત પિતાને પ્રણામ કરીને તે રાજમહેલોમાંથી પોતાને જોઇતાં ધનુષ્યબાણો લઇને અને કૌશલ્યા તથા સુમિત્રાને પ્રણામ કરીને વનવાસ માટે તૈયારી કરી. આ વાત સાંભળીને અયોધ્યા વાસીઓમાં અત્યંત શોક પ્રસરી રહ્યો. ઘણા દુઃખી થતા લક્ષ્મણજી કૈકેયી ઉપર કોપાયમાન થયા. એવી રીતે લાલ લાલ પ્રકાશમાન નેત્રોવાળા લક્ષ્મણજીને જોઇને મહા બુદ્ધિશાળી શ્રી રામચંદ્રજી ધર્મજ્ઞ હતા, તેમને લક્ષ્મણજીને એક બે ધર્મ વચનો- દ્વારા શાન્તવન કર્યો. એ પછી વૃદ્ધ મંત્રીઓ રૂષિ મુનીઓને પ્રણામ કરીને શ્રી રાઘવજી દુઃખીત હૃદયે સારથી સહીત રથ ઉપર આરૂઢ થયા. અને તે મહારાજ કુમારે પોતાના વસ્ત્રાલંકાર ત્યાં ઉભેલા બ્રાહ્મણોને આપી દીધાં.

ત્રણે સાસુઓને પ્રણામ કરીને અને તેઓની આજ્ઞા લઇને, તથા વૃદ્ધ સસરાજીને પ્રણામ કરીને, મૂર્છિત થએલી શોકથી જેની

આંખોમાં આંસુની ધાર વહી રહી છે. એવી સીતાજી પણ તે રથમાં શ્રી રામચંદ્રજીની જોડે ચઢી બેઠી. સીતા સહીત શ્રી રામચંદ્રજીને જતા જોઇને સુમિત્રા પોતાના પુત્ર લક્ષ્મણજીને બોલી,

હે લક્ષ્મણ ? બોલ ? રામચંદ્રજીને ત્હમારે તમારા જેટલા માનવા અને સીતાને મારા પ્રમાણે માન આપવું. અને વનને અયોધ્યા પ્રમાણે માનવું. હે ગુણાલંકૃત લક્ષ્મણજી ? તમો પણ તે બંને માત પિતા સમાન શ્રી રામ-સીતાની સાથે ચાલ્યા જાઓ. જેના સ્તનોનું પયપાન કરેલું છે; એવી માતાનાં જ્યારે ઉપર પ્રમાણે વચનો સાંભળ્યાં ત્યારે—

ધર્માત્મા લક્ષ્મણજી માતાને પ્રણામ કરીને તે રથ ઉપર પોતે પણ ચઢી બેઠા. એમ વનવાસ જતા શ્રી રામચંદ્રજીની સાથે ભાઈ લક્ષ્મણ, અને પતિવ્રતા સિતાજી પણ ચાલ્યાં ગયાં.

જયારે રામચંદ્રજીએ અયોધ્યા છોડયું. ત્યારે પુરોહીત લોકો, મંત્રી વર્ગ, અને મુખ્ય મુખ્ય અયોધ્યાવાસી લોકોના દુઃખનો પાર રહ્યો નહી.

શ્રી રામચંદ્રજીએ રથ ઉપર પ્રયાણ કર્યું. ત્યાં જે જે ધર્મજ્ઞ સ્ત્રીઓ હતી તેમણે સિતાજીને સારી શિખામણો આપી. સીતાજીએ કહ્યું કે બ્હેનો તમે સર્વે પાછાં વળો. અને અયોધ્યામાં સુખરૂપ રહો. અમો તપ કરવાને જઇશું અને બાર વરસ સુધી દંડકારણ્યમાં રહીશું.

ત્યાં નાના પ્રકારનાં વૃક્ષો, લત્તાઓ, પુન્ય તિર્થો જોતા જોતા તપસ્વિનો વેશ ધારણ કરીને ગંગાજીથી ઉતરીને ભાઈ અને સિતાજી સહીત જયારે રામચંદ્રજી ચાલ્યા ગયા હતા ત્યારે તેઓનો સારથી દુઃખીત અયોધ્યામાં પાછો ફર્યો. અને ત્યાં રામચંદ્રજીના વનમાં

જવાનાં કારણથી રાજા દશરથ મુર્છિત થઇ ગયા હતા, અને કૈકેયીનાં કહેલાં અપ્રિય વચનોથી રાજા દશરથની મુર્છા છુટી તો રામ-રામ કહી કહીને રોવા લાગ્યા. ત્યારે દુષ્ટ કૈકેયી રાજાને કહેવા લાગી. ભરતને રાજ્યાભિષેક કરો. પણ સીતા લક્ષ્મણ સહીત શ્રી રામચંદ્રજી વનમાં ગયેલા હોવાથી રાજા દશરથ ઘણા શોકમાં અને પુત્ર દુઃખમાં દેવલોક પામ્યા. ત્યારે તેઓની મહાપુરી અયોધ્યામાં સર્વે સ્ત્રિ પુરૂષો ઘણા દુઃખથી શોક અને રૂદન કરવા લાગ્યાં.

કૌશલ્યા અને સુમિત્રા અને દુષ્ટ કૈકેયી મરી ગયેલા રાજા દશરથના દેહને ચારે બાજુએથી ઘેરીને પોતાના પતિને રોવા લાગી.

તદનંતર સર્વ ધર્મોમાં નિપુણ રાજાના પુરોહિત વશિષ્ટજીએ તેલની નૌકામાં રાજાના મૃત દેહને મુકાવીને મંત્રીયો સહીત રાજકાર્ય જોવા લાગ્યા. અને શત્રુઘ્ન તથા ભરતજીને બોલાવવા રાજસેવકોને મોકલ્યા. તે બંને ભાઇઓએ રાજાના મરણના સમાચાર સાંભળ્યા. ને ઘણાજ રોવા લાગ્યા.

રાજસેવકોએ શત્રઘ્ન તથા ભરતને અયોધ્યામાં મુકી દીધા. ભરતજીએ રસ્તામાં જાણી લીધું હતું કે અયોધ્યામાં કંઇક વિપરીત વૃતાન્ત છે. એમ વિચાર કરતાં ભરતજી, શોભારહિત, શ્રી રહીત, દુઃખ શોકથી ઘેરાયલા, અને કૈકેયીના કામોથી બળી રહેલાં છતાં, અયોધ્યામાં પેઠા. તેઓને જોઇને દુઃખથી વ્યાકુળ સર્વ માણસો ઘણાં રોવા લાગ્યાં. અને કહેવા લાગ્યાં. હે રામ. હે લક્ષ્મણ હે સીતા ? અને કૈકેયીની હકીકત સર્વે સાંભળીને શત્રુઘ્ન પણ હેતથી, હે રામ, હે લક્ષ્મણ, હે સીતા એમ સંભાળી સંભાળીને ઘણાજ રોવા લાગ્યા. પછી ઘણાજ ક્રોધથી તેઓએ કહ્યું. હે કૈકેયી ? માતા તું ઘણી દુષ્ટ

છે. કે જેણે પોતાના પુત્ર શ્રી રામચંદ્રજીને વનવાસ આપ્યો, અને તારાંજ કર્મોથી સીતા લક્ષ્મણ સહીત તેઓ વનમાં ચાલ્યા ગયા. એ દુષ્ટા ? અલ્પ ભાગ્યવાળી તને આ એકદમ સાહસિક કાર્ય શું સુજ્યું ? કે મહાત્મા લક્ષ્મણ અને સિતાજી સહીત શ્રી રામચંદ્રજીને અહીંથી કાઢી મૂક્યા ? અને મારાજ પુત્ર ભરત રાજ્ય કરે એવી તારી બુદ્ધિ ક્યાંથી થઈ.

હાય ? તુંજ દુષ્ટા કમભાગ્યવાળી તને ત્યાગ કરવા યોગ્ય હે માતા ? હું તારો પુત્ર (ભરત) છું. તો પણ હું ભાઇનો વિયોગ સહન કરી શકીશ નહી, અથવા તો રાજ્ય કરવાનો નથી.

જ્યાં પછી પત્રની સમાન મોટા નેત્રવાળા ધર્મજ્ઞ સર્વ શાસ્ત્રો જાણુવાવાળા મહા બુદ્ધિવાન નર વ્યાઘ્ર શ્રી રામચંદ્રજી છે. ત્યાં મહા ભાગ્યવંતી સર્વ લક્ષણ સયુક્ત પતિવૃત્તા નિયમિત વૃત કરવા-વાળાં સિતાજી છે. જ્યાં મહા વિર્યવાન, ગુણવાન, ભ્રાતૃ વત્સલ લક્ષ્મણજી છે, ત્યાં હું જઇશ, હાય ? કૈકેયી ? તેં મહા પાપ કર્યું છે.

બુદ્ધિમાનોમાં શ્રેષ્ટ હમારા મોટા ભાઇ રામચંદ્રજી એજ હમારા રાજા છે. અમે તો તેઓના સદાય સેવક છીએ. એ પછી મંત્રીઓના નાયક શ્રી વશિષ્ટજીને સાથે લઇને મહા બુદ્ધિમાન ભરતજી જે માર્ગે શ્રી રામચંદ્રજી ગયા હતા ત્યાં સર્વે સમાજ સહિત શ્રી રામચંદ્રજીને શોધવા અને બોલાવવા લાગ્યા.

મોટી સેના સહીત તે ભરતજીને જાણીને અને શ્રી રામચંદ્રજીના વિરોધી સમજીને અને તે ભરતને તેઓના શત્રુ સમજીને શ્રી રામ-જીનો ભક્ત ગુહ-પોતાનુ સૈન્ય એકઠું કરીને કવચખંડ વિગેરે ધારણ કરીને તૈયાર થયો. અને બળવાન પરિવાર સહીત તે ભરતજીને તેણે માર્ગમાં રોકી લીધા અને કહ્યું કે હે દુષ્ટ ભાઇ ?

હમારા સ્વામી–સિતાજી સહીત શ્રી રામચંદ્રજીને વનવાસ માટે મોકલ્યા અને હવે શું તમો તેમને મારવાને ધારો છો ? તેથી હે દુરાત્મા તમો આ મોટી સેના સહીત તેમને મારવાને માટે આવ્યા છો એમ સમજું છું.

ગુહે જ્યારે રાજકુમાર ભરતજીને ઉપર પ્રમાણે કહ્યું. ત્યારે વિનય યુક્ત થઇને તે ગુહ પ્રત્યે બે હાથ જોડીને ભરતજી બોલ્યા. ભાઇ ? જેમ તમો શ્રી રામચંદ્રજીના ભકત છો તેમ હું પણ ભકત છું- હું મોસાળમાં હતો ત્યારે હમારી માતા દુષ્ટ કૈકેયીએ આ કામ કર્યુ છે. તો હે મહા બુદ્ધિશાળી ગુહ મારી વાત એમ છે કે હું શ્રી રામચંદ્રજીને પાછા અયોધ્યામાં લઇ જવાને માટે જાઉ છું, સત્ય પ્રતિજ્ઞાથી જણાવુ છું કે હું તે કામને માટે જાઉ છું તેથી હે ગુહ હમને જવા દ્યો. અને માર્ગ આપો.

જ્યારે એવી વિશ્વાસપૂર્વક વાણી કહી ત્યારે તેઓને ગંગાજીની પાર ઉતાર્યા અને બીજી ઘણી નાવો લાવીને વશિષ્ટાદીક મંત્રી અને ભ્રાતૃવર્ગ સહુને ગુહે ઉતાર્યા. તે સર્વે ગંગાજીમાં સ્નાન કરીને ભારદ્વાજજીના આશ્રમમાં પહોંચ્યાં ત્યારે ભરતજીએ તે મુનીને પ્રણામ કરીને તેઓને જે સમાચાર કહેવાના હતા તે સર્વે તેમને કહ્યા. ભારદ્વાજજીએ કહ્યું કે વિધિએ એમ કર્યુ છે એથી રામચંદ્રજીને માટે તમો કાંઇ પણ શોક કરશો નહિ કેમકે સત્ય પરાક્રમી શ્રી રામચંદ્રજી ચિત્રકુટપર ગયા છે ઘણું કરીને હું જાણું છું કે તમો ત્યાં જશો તો પણ તેઓ અહીં આવશે નહી તોપણ તમો ત્યાં જાઓ. અને જેમ તેઓ કહે તેમ કરો. રામચંદ્રજી સિતાની સાથે વનમાં રહે છે અને લક્ષ્મણજી તેઓની સંભાળ રાખે છે.

જ્યારે શ્રીમાન્ ભારદ્વાજજીએ ભરતને એવું કહ્યું ત્યારે તેઓ યમુનાની ઉત્તરે ચિત્રકુટ નામના પર્વત ઉપર ગયા અને શ્રી રામચંદ્રજીએ પણ ચિત્રકુટ ઉપરથી શ્રી લક્ષ્મણજીને આજ્ઞા આપી તે પ્રમાણે લક્ષ્મણજીએ એક વૃક્ષ ઉપર ચઢીને જોયુ તો દુરથી એક મોટું સૈન્ય આવતું અને ધુળ ઉડતી જોઇ તેઓએ હાથી ઘોડા રથ આદીકથી આવતી સેનાને જોઇને શ્રી રામચંદ્રજીને કહ્યું કે ભાઇ ? સીતાજીની આગળ હોંશીયાર રહીને બેસો કેમકે કોઇ બળવાન રાજા સૈન્ય લઇને આવે છે અને તેની જોડે હાથી ઘોડા રથ પાયદળ આદીક ઘણું લશ્કર છે.

લક્ષ્મણજીનાં ઉપર પ્રમાણે વચનો સાંભળીને સત્ય પરાક્રમી વિર શીરોમણી શ્રી રામચંદ્રજી બોલ્યા. હે લક્ષ્મણ ? ઘણું કરીને હકીકત એમ છે જે ભરત આપણને મળવાને આવે છે.

વિદિતાત્મા શ્રી રામચંદ્રજીએ એવું કહ્યું એટલામાં પોતાની સેનાને દુર ઉભી રાખીને ભરતજી વિનયવાન થઇને બ્રાહ્મણો અને મંત્રીઓની સાથે રૂદન કરતા. શ્રી રામચંદ્રજી સીતાજી અને લક્ષ્મણજીનાં ચરણોમાં નમી પડયા અને મંત્રીઓ, તેમની માતાઓ બંધુવર્ગ અને બીજા નગરવાસીઓએ તેમને ઘેરી લીધા અને દુઃખ શોકથી સર્વે રોવા લાગ્યાં.

પછી પિતાજીનો સ્વર્ગવાસ થયો છે એવું જાણીને મહાબુદ્ધિશાળી શ્રી રામચંદ્રજીએ ભાઇ લક્ષ્મણ અને જાનકીજી સહીત પાપનાશન એજ તીર્થમાં સ્નાન કર્યું અને ત્યાં જળ અંજલી આપીને માતા વિગેરેને તેઓએ પ્રણામ કર્યા અને ઘણા શોકાતુર થયા.

એ પછી તેઓ મહા શોકસાગરમાં ડુબેલા ભરતજી પ્રત્યે બોલ્યા કે હે મહા બુદ્ધિશાળી ભરત ? ભાઇ ? તમો જલદી અયોધ્યામાં જાઓ રાજા વગરની અનાથ નગરીનું પાલન કરો, ત્યારે—

આંસુઓથી જેનાં નેત્રો ભરેલાં છે એવા ભરતજી બોલ્યા જેમ પિતાજી હતા. તેમજ મારે મન આપ છો એમાં જરાપણ સંશય નથી. વિચાર પણ કરવા જેવું નથી તમારી આજ્ઞા સદાય અમો પાળવા યોગ્ય છીએ હવે આપ આપની પાદુકા (પાવડી) એ મને આપો. તે પાદુકાઓ પ્રમાણે રાજ્યકારભાર સોંપીને હું નંદી ગ્રામમાં તમે જે વેષમાં રહો છો તે પ્રમાણે રહીશ એમ મારો પણ મત છે અને તમારૂ વૃત છે એ મારૂં વૃત છે એમ સમજીશ.

હે મહારાજ (ભાઇ) તમો બાર વરસ પછી જો અયોધ્યામાં નહિ આવો તો હું પણ રાજપાટ છોડી દઇશ એમ શ્રી રામચંદ્રજીની વારંવાર ભરતજીએ પ્રદક્ષિણા કરી અને સ્નેહપૂર્વક નમસ્કાર કર્યા અને શ્રી રામચંદ્રજીની આપેલી પાદુકાઓ લઇને અયોધ્યા તરફ ચાલ્યા અને નંદીગ્રામમાં અવીને તપસ્વિની પેઠે રહ્યા ત્યાં ભરતજી મુળકંદફળનો આહાર કરતા અને ભોજન કરતાં પણ શ્રી હરીનું નામ સ્મરણ કરતા મસ્તક ઉપર કેશ વધારી દીધા હતા અને પૃથ્વી ઉપર સુઇ રહેતા વનને પોતાનો મહેલ સમજતા અને રામનામ સદાય જપતા શ્રી રામચંદ્રજીની પાદુઓ રાજપાટ અર્થે પધરાવીને ભાઇના નામથી અયોધ્યામાં રાજ્ય ચાલવા લાગ્યું.

---

## પ્રકરણ ૩ જું.



રતજીના ગયા પછી તે મહાવનમાં કમળ લોચન ભકત ભય મોચન પૂર્ણકામ શ્રી રામચંદ્રજી ભાઇ લક્ષ્મણ અને સીતા સહીત શાક, મૂળ, ફળાહાર ખાઇને ત્યાં રહેતા હતા.

એમ ઘણા દિવસ તે ચિત્રકુટ ઉપર રહીને નાના રૂષિ. મુનીઓથી સેવિત શ્રી રામચંદ્રજી દંડ કારણ્ય તરફ પોતાના ભાઇ અને સ્ત્રી સહીત તપસ્વિઓનો વેશ ધારણ કરીને ચાલ્યા ગયા ત્યાંથી ધનુષ્યબાણ તલવાર આદી બળવાન શસ્ત્રો પણ શ્રી રામચંદ્રજીએ સાથે લઇ લીધાં હતાં જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે તેમણે ઘણા મુનીશ્વરોને જોયા તેમાંના કેટલાક તો સદાય જળ ઉપરજ રહેતા હતા કેટલાક પત્થરોથી અન્ન ફળાદીક કુટીને ખાતા હતા તેથી તેઓ અશ્મકૂટ કહેવાતા હતા, કેટલાએકે તો દેહ પાડી નાખ્યા હતા તેથી ભૂસો ફાકીને રહેતા હતા. તેથી તેઓ દંતલુખી મહારાજ કહેવાતા હતા. કોઇક દીવસના ચોથે પહોરેજ ભોજન કરતા હતા તેથી તેઓ ચતુર્થ કાલીક કહેવાતા હતા એથી પણ મોટું તપ કરવાવાળા હતા.

તે સર્વેને જોઇને શ્રી રામચંદ્રજી પ્રણામ કરતા હતા અથવા તો તેમને આશીર્વાદ આપતા હતા એવી રીતે તેઓએ સર્વ વન જોયું એમ સાક્ષાત શ્રી રામચંદ્રજી ભાઇ તથા સ્ત્રી સહીત વનમાં

સીતાજીને નાનાપ્રકારના કૌતુહલથી ભરેલા દંડકારણ્ય બતાવતા બતાવતા ધીરે ધીરે ચાલતા હતા. એટલામાં—

એક કાળા રંગનો લાલ આંખોવાળો, મોટા પર્વત જેવો, ઉજળા દાંત, અને લાંબા હાથ, સંધ્યા સમયે વાદળાંના જેવો, મેઘ સમાન ગર્જના કરતો પછી તેનો કાંઇ અપરાધ થયેલો હોય તેવો ભયંકર રાક્ષસ શ્રી રામચંદ્રજીએ જોયો અને ધનુષ્ય ઉપર બાણ ચઢાવીને શ્રી રામચંદ્રજીએ ક્રોધીત થઇને તેને માર્યો તે ઘણાઓનો દુશ્મન હતો તેથી મહાપ્રભુએ તે મોટા શરીરવાળા રાક્ષસને મારીને પર્વતની એક કંદરામાં ઘણા પત્થરોથી ઢાંકીને ભગવાન આગળ બોલ્યા અને ત્યાંથી શરભંગજી ઋષિના આશ્રમ ઉપર ગયા તેઓએ નમસ્કાર કર્યા અને ત્યાં મુકામ કરીને સર્વ હકીકત તેઓની સાંભળી અને શરભંગજી ઘણાજ ખુસી થયા.

વિંધ્યાચળ સમાન તે મુનીને જોઇને ભરતજી તથા જ્યેષ્ટ બંન્ધુ શ્રી રામચંદ્રજીને તેઓએ જળ આપ્યું કેમકે તેમના આશ્રમમાં જળ લેવાથી ગમે તેવો ગર્ભપાત કરનાર માણસ પણ પાપમાંથી છુટી શકે છે પછી શ્રી રામચંદ્રજી સુતિક્ષ્ણ મુનીના આશ્રમ ઉપર પહોંચ્યા અને તે મુનીને નમસ્કાર કર્યા અને તેમના બતાવ્યા પ્રમાણે રસ્તે થઇને જતાં અગસ્ત્ય મુનીનાં દર્શન કર્યા ત્યાં શ્રી રામચંદ્રજીને એક તલવાર અને એક બરછી મુનીએ ખુશી થઇને ભેટ આપ્યાં અને એક બાણ મુકવાનો ભાથો આપ્યો કે જેમાંથી ગમે તેટલાં બાણ વાપરવામાં આવે તો પણ તે ઋષિના આત્મિકબળથી તે ભાથો ભરેલો રહેતો ને ત્યાંથી એક વિષ્ણુનું ધનુષ્ય પણ આપ્યું. પછી અગસ્ત્યજીના આશ્રમ ઉપરથી ભાઇ તથા સીતાજી સહીત શ્રી રામ-

ચંદ્રજી ગોદાવરીના ઉપર જઇને પંચવટીમાં આશ્રમ કરી રહ્યા ત્યાં ગીધપક્ષીઓના રાજા જટાયુએ આવીને શ્રી રામચંદ્રજીને પ્રણામ કર્યા અને પોતાના કુળની હકીકત કહીને બે હાથ જોડીને ઉભો રહ્યો. શ્રી રામચંદ્રજીએ પણ તેને જોયો અને પોતાની હકીકત પણ તેને સર્વ કહી સંભળાવીએ પછી તેને કહ્યું કે–

હે બુદ્ધિમાન જટાયું ? તમો સીતાજીની સહાય સંભાળ રાખજો.

જ્યારે રામચંદ્રજીએ એવું કહ્યું. ત્યારે જટાયું આદર સહીત પાંખો ઝપટાવીને ખુશી થયો. એક વખત શ્રીરામચંદ્રજી કાંઇક કામ માટે બીજા વનમાં ગયા હતા. ત્યારે જટાયુએ કહ્યું હતું કે મહારાજ ? હું તમારી સ્ત્રિ (સિતાજી)નું રક્ષણ કરીશ. આ શુભ આચરણવાળાં સીતાજીએ આ પર્ણકુટીમાં બેસી રહેવું. એમ કહેતા જજો, ને રામ ચંદ્રજીએ પણ સીતાજીને એવીજ આજ્ઞા આપી હતી. એમ શિખામણ આપીને જટાયુ પણ પોતાના આશ્રમમાં આનંદ સહીત રહેતો હતો. નાના પ્રકારનાં પક્ષિઓથી ભરેલા કુંજ વનમાં સિતાજી પર્ણ કુટીરમાં આનંદથી રહેતાં હતાં. જટાયુનું સ્થાન પણ સ્હામેજ હતું. કામદેવની સમાન રૂપવાન શ્રીભગવાન રામચંદ્રજી એક વખતે સીતાજીની સાથે વાતો કરી રહ્યા હતા. એવામાં સુંદર ગુણોથી યુક્ત મહા માયારૂપ મદન વ્યાકુળ હૃદય. રાવણની ન્હાની બેન સુંદર રાગથી ગાયન ગાતી ગાતી ધીમે ધીમે ત્યાં આવી, અને સીતાજી સહીત શ્રીરામચંદ્રજીને બેઠેલા તેણીએ જોયા. પછી માયા વડે સુંદર રૂપ ધારણ કરીને નિઃશંક અને પ્રફુલ્લ વદનવાળી સુંદર વેષ ધારણ કરેલો છે. એવી સુર્પંખા રાક્ષસી શ્રીરામચંદ્રજી પ્રત્યે બોલી કે–

હું સુંદર મહારૂપવાન સ્ત્રિને તમો ગ્રહણ કરો કેમકે જે સ્ત્રિ ચાહ્ય છે, તેનો જે માણસ સંગ કરતો નથી, તો તેને મોટો દોશ લાગે છે.

જ્યારે સુરપંખાએ એવી રીતે કહ્યુ ત્યારે ભગવાન શ્રી રામચંદ્રજી તેને કહેવા લાગ્યા, કે હે બાઇ ? મારે તો આ સ્ત્રિ (સીતાજી) છે, માટે તમો હમારા ન્હાના ભાઇ સાથે લગ્ન કરો, કેમકે જ્યારે મારી પાસે સ્ત્રિ છે, તો તમારી મને જરૂર નથી.

આ સાંભળી કામરૂપણી સુરપંખા ફરિથી શ્રીરામચંદ્રજી પ્રત્યે બોલી કેઃ—

હે રામચંદ્રજી ! હું કામ વિકારથી ઘેરાયલી છું, અને તમે આ વિલાસ માત્ર જાણુતી નથી એવી સીતાને છોડી દ્યો, અને મ્હારો સ્વિકાર કરો, કેમકે હું ઘણીજ સ્વેરૂપવાન છું. આ સાંભળી ધર્મમાં તત્પર શ્રી રામચંદ્રજી કહેવા લાગ્યા કે; હું પરસ્ત્રીનો સંગ કદી પણ કરતો નથી. તું અહીંથી લક્ષ્મણુની પાસે જા. ને તેમને આ વનમાં સ્ત્રિ નથી. તેથી તેઓ તારી સાથે જરૂર લગ્ન કરશે.

જયારે તેવું શ્રી રામચંદ્રજીએ કહ્યું ત્યારે તે સુરપંખા શ્રી રામ ચંદ્રજી પ્રત્યે બોલી કે—બહુ સારૂં આપની મરજી હોય અને લક્ષ્મણજી જો મારી સાથે લગ્ન કરે તેવું હોય તો તમો એક પત્ર મને લખી આપો જયારે તેણીએ એમ કહ્યું, ત્યારે શ્રી રામચંદ્રજીએ વિચાર કર્યો કે—આ બાઇ શરમ વગરની છે, માટે તેઓએ પત્રમાં લખી દીધુ કે, " આ બાઇ આવી છે તે બીન શરમી છે, માટે તેનું નાક કાપી લેજો છોડતા નહીં. ભૂલ થાય નહી અને સંશય રાખશો નહિ "

એમ લખી તે પત્ર બીડીને સુરપંખાને આપ્યો. તે પત્ર લઇને આનંદ મગ્ન થતી. તે રાક્ષસી શ્રી લક્ષમણુજીની પાસે ગઈ, અને

તેઓને તે પત્ર આપ્યો, તે પત્ર જોઇને, કામરૂપિણી તે રાક્ષસીને લક્ષ્મણજી કહેવા લાગ્યા, કે હું કામનો દુઃખી છું. માટે હું શ્રી રામચંદ્રજીના વચનનું ઉલ્લંઘન કરતો નથી તો તમો જરા અહીં બેસો.

એમ કહીને લક્ષ્મણજીએ સાવચેતીથી મ્યાનમાંથી તલવાર કાઢીને તે રાક્ષસીના બે કાન અને નાક કાપી લીધાં, જ્યારે તે નકટી અને કાનકટ્ટી થઇ ગઇ, ત્યારે ઘણીજ દુઃખી થઇને રોવા લાગી. અને રાવણની આગળ ગઇ, ત્યારે નકટી થયેલી પોતાની બેનને જોઇને રાવણે દુર્બુદ્ધીથી સિતાજીનુ હરણ કરવાનો વિચાર કર્યો, અને મારીચ નામના રાક્ષસને કહ્યું કે, મામા ?

હું અને ત્હમો-પુષ્પક વિમાન ઉપર ચ્હડીને મનુષ્ય લોકમાં જઇએ, અને ત્યાં મારી આજ્ઞા પ્રમાણે ત્હમારે મૃગનુ રૂપ ધારણ કરવું, અને ધીરે ધીરે તે કામને માટે જવું, અને પંચવટીમાં જ્યાં સીતા રહે છે, ત્યાં તમારે તેની પર્ણકુટી આગળ ફરવું, અને ઘડીકમાં બગીચામાં ફરવું. સીતા ત્હમોને ( સોનાના મૃગને ) જોશે કે, તમોને મારી નંખાવવા માટે શ્રી રામચંદ્રજી પાસે આગ્રહ કરશે, અને તેના કહેવાથી શ્રી રામચંદ્રજી તમારી પાછળ પડશે, ત્યારે ત્હમારે ઘણાજ વિકટ વનમાં દોડયાં કરવું. પછી લક્ષ્મણજીને બોલાવવાને માટે તમારેજ શ્રી રામચંદ્રજીના નામથી પોકાર કરવો, અને લક્ષ્મણજી જ્યારે સિતાને છોડીને ભાઇની મદદમાં દોડશે, ત્યારે હું સંન્યાસીનું રૂપ લઇને ભિક્ષા માગવાના વેશથી સિતાજીનું હરણ કરીશ. અને પુષ્પક વિમાનમાં માયરૂપથી તે સિતાને લાવીશ. કેમકે મ્હારૂ મન તેનામાં આશક્ત છે. માટે તમો પણ તમારી ઇચ્છા મુજબ તે કામ થયા પછી અહીં ચાલ્યા આવજો.

જ્યારે એવી રીતે રાવણે કહ્યું. ત્યારે મારીચ બોલ્યો કે હે પાપી ! તું જા હું તો ત્યાં નહી આવું. કેમકે ઘણા વર્ષ પહેલાં વિશ્વામિત્રના યજ્ઞમાં તે રામે અમોને દુઃખી કર્યા હતા.

જ્યારે મારીચે એવું કહ્યું, ત્યારે રાવણ ક્રોધથી મુર્છિત થઇ ગયો, અને મારીચને મારવાને માટે દોડયો. એ પછી મારીચ રાવણ પ્રત્યે બોલ્યો, કે તારા હાથથી મરવું તે કરતાં વિર–શ્રી રામચંદ્રજીના હાથથી મરવું તે ઘણું સારૂં છે, તેથી જો તું મને તેમ કરવા ધારે છે, તો હું તેમ કરીશ.

એ પ્રમાણે પુષ્પક વિમાન ઉપર ચઢીને મારીચ તથા રાવણ મનુષ્ય લોકમાં પંચવટીમાં આવ્યા. અને મારીચ સોનાનો મૃગ બન્યો, અને જ્યાં જનક રાજાની દીકરી સીતાજી રહેતાં હતાં તેમની પર્ણ-કુટીની આગળ તે મૃગ ફરવા લાગ્યો, આવા સોનાના મૃગ બાલકને જોઇને, તે કમ ભાગી શ્રી સીતાજી શ્રી રામચંદ્રજી પ્રત્યે પોતાના ભવિષ્યનો પણ વિચાર કર્યા વગર બોલ્યાં.

“ હે મહારાજાકુમાર ? એ મૃગના બચ્ચાને મારી પાસે પકડી લાવો, અને અયોધ્યામાં આપણા દરબારમાં તે મૃગનું બચ્ચું રમાડવાને કામ આવશે, જ્યારે સીતાજીએ એમ કહ્યું. ત્યારે શ્રીરામ-ચંદ્રજી લક્ષ્મણજીને સીતાના રક્ષણને માટે મૂકીને પોતે તે મૃગની પાછળ દોડયા, અને જ્યારે શ્રી રામચંદ્રજી પાછળ ચાલ્યા તો તે મૃગ વનમાં દોડયો. એ પછી રામચંદ્રજીએ તે મહા અરણ્યમાં તે મૃગના બચ્ચાને બાણથી મારી નાંખ્યો.

તે મૃગ હે લક્ષ્મણ ? એમ કહી જોરથી પોકારવા લાગ્યો અને પૃથ્વી;ઉપર સરી પડયો અને પર્વત આકારમાં તે મારીચ શ્રી રામચંદ્રજીના મારવાથી મરી ગયો.

જે મૃગે હે લક્ષ્મણ ? એમ કહ્યું હતું તે શબ્દ સીતાજીના કાને પડયો અને સિતાજી લક્ષ્મણજી પ્રત્યે બોલ્યાં કે હે ભાઇ લક્ષ્મણ? તમે ત્યાં જાઓ કે જ્યાંથી હે લક્ષ્મણ ? એ શબ્દ આવે છે. તમારા મોટા ભાઇનું રડવું સંભળાય છે ઘણું કરીને શ્રી રામચંદ્રજીના માટે હું ચિંતામાં છું જ્યારે સીતાજીએ એમ કહ્યું ત્યારે લક્ષ્મણજી સીતાજી પ્રત્યે બોલ્યા.

કે રામચંદ્રજી બાબને કશો વહેમ રાખવાનો નથી અથવા તો તેમને માટે કશો ભય પણ નથી.

એમ કહેતાં પણ કર્મના બળથી સીતાજી લક્ષ્મણજીને માટે એવું ખોટું બોલ્યાં કે જે અહીં વધારે લખવુ ઉચીત નથી વધારેમાં કહેવા લાગ્યાં રામચંદ્રજીના મરી જવા પછી તમો મનેજ ચાહો છો ભલે ન જાઓ.

જ્યારે સીતાજીએ એમ કહ્યું. ત્યારે તે વિનિતાત્મા લક્ષ્મણજી એવાં નિંદ્ય વચનો સહન કરી ન શકયા. અને તે રાજકુમારે શ્રી રામચંદ્રજીની તપાસ માટે ચાલવા માંડયું. તે વખતનો લાભ લઇને સન્યાસીનો વેષ ધારણ કરીને તે દુષ્ટાત્મા રાવણ પણ સિતાજીની પાસે આવ્યો અને નિચે પ્રમાણે વચન બોલ્યો કે—

શ્રીમાન્ ભરતજી અયોધ્યામાંથી આવ્યા છે. અને તેઓ શ્રી રામચંદ્રજીની સાથે વાતો કરે છે. અને આ જોડેના વનમાં ઉતર્યા છે, અને મને તમને તેડવા સારૂ મોકલ્યો છું. તમે આ વિમાનમાં બેસો. હવે ભરતજીએ શ્રી રામચંદ્રજીને સમજાવ્યા છે. તેથી રામચંદ્રજી પણ અયોધ્યા જાય છે. અને કહ્યું છે કે તમારે માટે મૃગનુ બચ્ચું મેં પકડયું છે. તમે આ વનમાં ઘણા દિવસોથી રહેતાં દુઃખી થયાં છો.

પણ હવે તમારા સ્વામિ રૂચિર મૂખાર્વિંદવાળા શ્રી રામચંદ્રજીને રાજ્ય મલી ગયું. અને લક્ષ્મણજી પણ તૈયાર થયા છે. માટે આ વિમાનમાં બેસો.

જ્યારે તેણે ઉપર મુજબ સીતાજીને સમજાવ્યાં ત્યારે સિતાજી પણ તે વિમાનમાં ચઢી બેઠાં. કે તે દુરાત્મા રાવણ વૈમાનમાં બેસીને લંકા તરફ લઇ ચાલ્યો, અને જલદીથી દક્ષિણ દિશાનો રસ્તો લીધો. અને ઘણુંાજ દુઃખા થઇને સિતાજી તે વિમાનમાં રોવા લાગ્યાં પણ વિમાનમાં બેઠેલી. આકાશમાં રૂદન કરતી. તે સીતાજીને રાવણે સ્પર્શ કર્યો નથી. હવે સંન્યાસ વેષ છોડીને રાવણુ પોતાના રાક્ષસના રૂપમાં થઇ ગયો, જેને દશતો માથાં હતાં, અને વજનદાર મોટું શરીર હતું. તે જોઇને સીતાજી વધારે ગભરાઇ ગયાં. અને પોકાર કર્યો. હે શ્રી રામ ? કોઇ રાક્ષસે ઘોર કપટ કરીને વેષ કરીને મને છેતરી છે. મારી રક્ષા કરો. હું એના ભયથી દુઃખી છું. હે મહા બાહુ લક્ષમણુ? મને આ દુષ્ટ રાક્ષસ લઇ જાય છે. તેથી જલદી આવીને મને લઇ જાઓ. તેના હાથમાંથી છોડાવો.

એવી રીતે પોકાર કરતાં સીતાજીના રડવાનો અવાજ સાંભળી-ને જટાયુ નામનો ગીધનો રાજા ત્યાં (આકાશમાં) આવી પહોચ્યો, અને તે બોલ્યો કે. હે દુષ્ટ રાવણુ ? ઉભો રહે. તું આ સીતાજીને છોડી દે, એમ કહીને બળવાન જટાયુ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. પહેલાં ઉડીને પોતાની પાંખોથી રાવણુની છાતીમાં અઘાત કર્યો, અને તે ઝાપટથી રાવણુને જટાયુ બળવાન લાગ્યો. જટાયુએ પછી પોતાની મોટી ચાંચથી વારંવાર રાવણુને પ્રહાર કર્યા. ત્યારે રાવણે ઘણુાજ ગુસ્સાના આવેશમાં પોતાનું ચંદ્રહાસ નામનું ખડગ (તલવાર) ઉપાડયું, અને તેનાથી તે દુષ્ટાત્માએ ધર્માચારી જટાયુને મારી નાખ્યો.

મુર્છીત થઇને જટાયું પૃથ્વિ ઉપર પટકાઇ પડ્યો. અને રાવણને બોલ્યો કે, એ દુષ્ટાત્મા ! તેં તારા બળથી મને માર્યો નથી પણ ચંદ્રહાસ નામની તારી તલવારથી હું માર્યો ગયો છું. હે અધમ રાક્ષસ ? ભલે જેની પાસે આયુધ હોય છતાં પણ તે વગર આયુધવાળાને માણુસ પણ મારી શકે નહીં.

તો હે દુષ્ટ રાક્ષસ!આ સિતા હરણુના પાપથી તને શ્રી રામ ચંદ્રજી મારી નાખશે. એમાં જરા પણ સંદેહ નથી. પછી દુઃખ શોકથી રોતી સીતાજી જટાયુ પ્રત્યે બોલી કે—

હે પક્ષિયોમાં ઉત્તમ ! ભાઇ જટાયુ ! મારે માટેજ ત્હારૂ મૃત્યુ થયું છે. તેથી તું શ્રી રામચંદ્રજીની કૃપાથી વિષ્ણુલોકમાં જઇશ. હે ભાઇ ? જ્યાં સુધી તમને શ્રી રામચંદ્રજીનો મેળાપ થશે નહી ત્યાં સુધી તમારી મુક્તિ થશે નહિ.

એ પછી પોતાના શરીર ઉપરનાં ઘરેણાં ઉતારીને આ પોટલી શ્રીરામચંદ્રજીને પહોંચજો. એમ કહી વિમાનમાંથી પૃથ્વિપર ફેંકી દીધી.

એવી રીતે સીતાજીનું હરણુ કરી–અને જટાયુને મારી નાંખીને --પુષ્પક વિમાન ઉપર સ્વાર થયેલો તે દુષ્ટ સીતાજીને લંકામાં લઈ ગયો. અને અશોક વનના મધ્ય ભાગમાં બેસાડયાં. અને આની સંભાળ રાખજો. એમ રાક્ષસણીઓને કહીને રાક્ષસોનો ઇશ્વર રાવણુ પોતાને ઘેર ચાલ્યો ગયો.

ત્યાં લંકાના રહેવાસીઓ–પોતપોતે કહેવા લાગ્યાં. આ દુષ્ટ રાવણુ આ નગરીના નાશને સારૂ સીતાજીને ઉપાડી લાવ્યો છે.

ભયંકર રૂપવાન રાક્ષસણીઓના રક્ષણમાં રહેલાં સીતાજી શ્રી રામચંદ્રજીનુંજ સ્મરણ કરતાં હતાં. અને ઘણું દુઃખી થઇને ત્યાં

રહેવા લાગ્યાં. જેમ કે અજ્ઞાની અને ખળ પુરૂષે મેળવેલી સરસ્વતીને અપમાનને પાત્ર થવું પડે છે.

અહીં જે આભૂષણો સીતાજીએ વસ્ત્રમાં બાંધીને પૃથ્વિ ઊપર ફેંક્યાં હતાં ત્યાં સુગ્રીવનાં ચાર વાંદર સેવકો ફરતા ફરતા આવી ચ્હડયા. તેઓએ તે વસ્ત્રમાં બાંધેલાં આભૂષણો લઇને સુગ્રીવને આપ્યાં. અને કહ્યું કે વનમાં જટાયુ અને રાવણને મોટું યુદ્ધ થયું હતું. એટલામાંજ મારીચને મારીને શ્રી રામચંદ્રજી પંચવટી તરફ પાછા ફર્યા હતા. અને જોયું તો લક્ષ્મણજી પણ તેમની સાથે આવતા હતા.

સિતાજીને આશ્રમ ઉપર ન જોતાં દુ:ખી થઇને શ્રી રામચંદ્રજી પુરષોની નાટય લીલા પ્રમાણે રૂદન કરવા લાગ્યા. અને મહાતેજસ્વિ લક્ષ્મણજી પણ ગભરાઇ ગયા. અને વિલાપ કરવા લાગ્યા. અને રામચંદ્રજી રોતાં રોતાં મુર્છિત થઇ ગયા. અને પૃથ્વિ પર પડયા. ત્યારે લક્ષ્મણજી તેઓને બેઠા કરીને સમજાવવા લાગ્યા. અને સમય અનુસારે બોલ્યા. ભાઇ મ્હારી વાત સાંભળો.

વારંવાર આપને એવો શોક કરવો તે યોગ્ય નથી. હે ભાઇ? ઉઠો-ઉઠો-ચાલો-સીતાજીની તપાસ કરીયે. અને લક્ષ્મણજીએ એ પ્રમાણે સમજાવીને તે દુ:ખી થયેલા મોટા ભાઇ શ્રી રામચંદ્રજીને બેઠા કર્યા. અને સિતાજીની તપાસ માટે વનમાં નિકળ્યા. પ્રથમ સર્વ વનમાં ફર્યા પછી સર્વે પર્વતોમાં તપાસ કરી. પછી મુનિયોના ઘણા આશ્રમોમાં ફર્યા. અને પૃથ્વિ ઉપર જ્યાં ઝાડ-ઘાસ ઉગ્યાં હતાં ત્યાં તપાસ કરી. ત્યારે જટાયુને જોયો ત્યારે શોકગ્રસ્ત શ્રીરામચંદ્રજી તેના પ્રત્યે બોલ્યા.

હે પક્ષીઓમાં ઉત્તમ જટાયું ત્હમારૂં ભલું થાઓ; અને તમારી સદ્ગતી થશે.

એ પછી જટાયુએ પોતાનો દેહ છોડી દીધો અને દિવ્ય-રમ્ય વિમાન ઉપર બેસીને અપ્સરાઓની સેવા પામતો તે જટાયુ સ્વર્ગમાં ચાલ્યો ગયો. એ પછી શ્રી રામચંદ્રજીએ પોતાને હાથે જટાયુને અગ્નિદાહ કર્યો અને સ્નાન કરીને સરાવ્યું.

એ પછી રસ્તામાં તેઓ ભાઇ લક્ષ્મણજીની સાથે જતા હતા એટલામાં એક સાધારણ સ્ત્રી તેમણે જોઈ. જેમકે પ્રથમ તે બાઈ સારા સારા મુનિયોને પણ મોહ પમાડતી હતી. અને જેના મુખથી અગ્નિની જવાળા નીકળતી હતી. અને હજારો જંતુઓનો નાશ કરતી હતી. એવી *શબરી નામની ભિલ્લ જાતીમાં ઉત્પન્ન થયેલી તે બાઈ મલી.

અત્રે તેણીએ શ્રીરામચંદ્રજીને બોર આદીક ફળો આપીને સંતુષ્ટ કર્યા. અને તેને શ્રીરામચંદ્રજી સ્વર્ગમાં પહોંચાડીને બીજે સ્થાને ગયા.

વનમાં ચાલ્યા જતા હતા ત્યારે શ્રીરામચંદ્રજીને કબંધ નામના રાક્ષસનો મેલાપ થયો. કે જેનું ઘણુંજ ભયંકર સ્વરૂપ હતું, અને તેનું માથુ પેટમાં હતું. અને મોટા લાંબા હાથ હતા, અને મેઘ સમાન તે ગર્વથી ફરતો હતો તેણે આવીને શ્રીરામચંદ્રજીનો માર્ગ રોક્યો. આ જોઇને ધીમે રહીને શ્રીરામચંદ્રજીએ તેને બાળી મૂક્યો ત્યારે તે દિવ્યરૂપે થઇને શ્રીરામચંદ્રજી પ્રત્યે બોલ્યો:—

હે રામ, હે પ્રભુ, હે મહાબાહુ રામ-મહા બુદ્ધિશાળી રામ

* તા. ક.-વાંચો આ પુસ્તકના છેલ્લા ખડબા ફોર્મ ઉપર શ્રીરામચંદ્રજીની પ્રેમિભક્ત શબરીના વાર્તા. અનુવાદક.

ઘણા દિવસોથી મુનિયોના શ્રાપથી હું આ રૂપને પામ્યો હતો. તે તમોએ મારા આ રૂપનો નાશ કર્યો ? હવે તમારી કૃપાથી હું સ્વર્ગમાં જઇશ. તેથી હું ભાગ્યશાળી થયો. તમો સિતાજીને મળવાને માટે સુગ્રીવને મળો અને તેની મિત્રતા કરો કેમકે તે સુગ્રીવ વાનરોનો રાજા છે તેની આગળ જઇને આપનો સર્વ વૃતાન્ત કહો.

હે રાજાઓમાં ઉત્તમ શ્રીરામચંદ્રજી ! તે સુગ્રીવ રૂષ્યમુક પર્વત ઉપર હશે. તેથી તમે ત્યાં જાઓ એમ કહીને તે કબંધ રાક્ષસ સ્વર્ગમાં ચાલ્યો ગયો અને શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી સહીત એક આશ્રમ કે જે રૂષિમૂનીયોથી ખાલી પડયો હતો ત્યાં ગયા અને ત્યાં મૂકામ કર્યો.

## પ્રકરણ ૪ થું.




રઝેર કરીને એકાન્ત સ્થળમાં બેઠેલા વાંદરાઓના રાજા સુગ્રીવે દુરથી શ્રીરામચંદ્રજી અને લક્ષ્મણજીને આવતા જોયા અને તે પવનકુમાર હનુમાનજી પ્રત્યે બોલ્યો કે; ધનુષ્ય હાથમાં છે અને ભગવાં વસ્ત્ર પહેરેલાં છે અને કમળયુકત જે શોભાયમાન બે સંન્યાસીઓ છે તે કોણ પુરૂષ છે ?

અરે ! આવા રૂપ ધારણ કરેલા અને તપસ્વિનો વેષ ધારણ કરેલા જે પેલા સરોવર ઉપર બે જણ દેખાય છે તે વાલીના દુત (જાસુસો) હોવા જોઇએ. અને તેઓ આપણી ચર્ચા જોવા સારૂ આવેલા છે એમ સુગ્રીવે વિચાર પણ કર્યો.

એથી તેઓ બન્નેએ રૂષ્યમુક પર્વત ઉપરથી ઉછળી પડી અને બીજા વનમાં ચાલવા માંડયું. અને બીજા વાંદરાઓની સાથે અગસ્તરૂષિના આશ્રમ તરફ નિકળી પડયા ત્યાં ઉભો રહીને સુગ્રીવ બીજીવાર પવનકુમાર પ્રત્યે બોલ્યો કે હનુમાનજી ? જે તપસ્વિનો વેશ ધારણ કરેલો છે. એ બંન્ને પુત્રો કોના છે તે તમો તપાસ કરો. અને શા કામથી આવેલા છે. તે સર્વ હકીકત જલદી પૂછી લાવો જ્યારે સુગ્રીવે એવું કહ્યું ત્યારે ભીક્ષુકનું રૂપ ધારણ કરીને હનુમાનજી પંપા સરોવરને કીનારે જઇને ભાઇ સહીત શ્રી રામચંદ્રજી પ્રત્યે બોલ્યા હે મહાબુદ્ધિવાન ? તમો બન્ને કોણ છો ? તે સાચું કહો અને આવા ભયંકર વનમાં કેમ આવ્યા છો ? અને તમારે શું કામ છે ? અને કયાંથી તમો આવ્યા છો ? તે પૂર્વવૃતાન્ત કહો.

એ સાંભળી પોતાના મોટાભાઇની આજ્ઞાથી લક્ષ્મણજી હનુમાનજી પ્રત્યે બોલ્યા કે તમો શ્રીરામચંદ્રજીની હકીકત સાંભળો કે–

મહારાજા દશરથ નામના રાજા પૃથ્વી ઉપર પ્રસિદ્ધ છે તેઓના મોટા પુત્ર શ્રી રામચંદ્રજી તે અમારા મોટા ભાઇ છે તેઓ મારી સાથે અને તેમનાં સ્ત્રિ સીતાજી સહીત અહીં દંડકારણ્યમાં આવ્યા હતા. કે જ્યાં ઘણા રૂષિમુનિયો રહે છે. ત્યાં અમો રહેતાં હતાં અને આ મહાત્મા શ્રી રામચંદ્રજીની સ્ત્રીને કોઇ પાપી લઇ ગયો છે. સીતાજીની તપાસમાં શ્રી રામચંદ્રજી અહીં આવ્યા છે ને અમોએ તમને જોયા તો આ હકીકત કહી છે.

લક્ષ્મણજીની વાત સાંભળીને પવનકુમાર હનુમાનજીને વિશ્વાસ આવ્યો અને કહ્યું કે તમો મારા માલીક છો એમ કહીને શ્રી રામચંદ્રજીને સમજાવીને તે બંન્ને ભાઇને સાથે લાવીને હનુમાનજીએ

સુગ્રીવની જોડે મિત્રતાઇ કરી આપી એ પછી વિદિતાત્મા શ્રી રામચંદ્રજીના ચર્ણારવિંદમાં પોતાનું મસ્તક મુકીને વાંદરાઓનો રાજા સુગ્રીવ મધુર વચન બોલ્યો.

કે હે રાજેન્દ્ર હવે તમોજ અમારા માલીક છો. તમો અમારા રાજા છો અને એમાં અમારે કશો સંશય નથી. હે પ્રભુ ? અમો સર્વે વાંદરો આપના ભાઇ સમાન છીએ. હે રાજન્ આજથી જે તમારો શત્રુ છે તે અમારો શત્રુ છે અને જે તમારો મિત્ર છે તે અમારો મિત્ર છે. જે આપને દુઃખ છે તે અમને પણ છે. તમારો સ્નેહ તે અમારો સ્નેહ છે એમ કહીને સુગ્રીવ પાછો શ્રી રામચંદ્રજી પ્રત્યે બોલ્યો કે, હે ભગવાન ? મહા બળવાન પરાક્રમી અમારો મોટો ભાઇ વાલી છે તે કામાશકત થઇને તેણે મારી સ્ત્રીને લઇ લીધી છે. હે મહારાજ ? તમારા સિવાય આ વખતે વાલીને મારવાવાળું કોઇ નથી તેથી હે રઘુકુળમાં ઉત્તમ શ્રી રામચંદ્રજી ? ત્હેને આપ મારો.

જ્યારે સુગ્રીવે ઉપર પ્રમાણે હકીકત કહી ત્યારે શ્રી રામચંદ્રજીએ કહ્યું કે હું તેને મારી નાખીશ. તેને મારીને હું વાલીનું રાજ્ય અને તે સ્ત્રિ (તમારી પત્નિ) હું તમને સોંપીશ એ પછી વિશ્વાસ ધારણ કરીને સુગ્રીવ શ્રી રામચંદ્રજી પ્રત્યે બોલ્યો; મહારાજ ? વાલી એટલો પરાક્રમી છે કે એક સાથે સાત તાડ ઉંચાં વૃક્ષોને પણ પટકાવી નાખે છે. મહારાજ ? એવી રીતે જે સાત તાડ વૃક્ષ ઉભું હોય તેને પાડી શકે તેજ મહા પરાક્રમી વાલીને મારી શકે એવું અનેક શાસ્ત્રવેત્તાઓના કહેવામાં છે એવું સાંભળીને શ્રી રામચંદ્રજીએ અડધું ખેંચેલા બાણવડે અને એકજ બાણથી ભારેમાં ભારે સાત વૃક્ષોને કાપી નાંખ્યાં એ પણ સુગ્રીવ પ્રત્યે શ્રી રામચંદ્રજી બોલ્યા કે હે

સુગ્રીવ આપણુ સર્વે કંઇક બનાવટી ઝગડો કરીને ચાલો અને વાલીની જોડે યુદ્ધ કરીએ. જ્યારે શ્રી રામચંદ્રજીએ કહ્યું ત્યારે કંઇક નિશ્ચય કરીને સુગ્રીવ વાલીની જોડે લડવા લાગ્યો અને શ્રી રામચંદ્રજીએ પણ ત્યાં જઇને એક બાણુથી વાલીને માર્યો.

જો કે તે મહા બળવાન હતો તો પણ એક બાણુ લાગવાની સાથે તે પટકાઇ પડયો અને મરી ગયો પછી ભય પામેલા વાલીના પુત્ર અંગદ ઘણોજ વિવેક બતાવ્યો અને જે યુદ્ધકાર્યમાં કુશળ હતા એવા સુગ્રીવને તેની સ્ત્રી તારાને પણ પાછી સોંપી તેમને રાજ્યગાદી આપી પછી ધર્માત્મા શ્રી રામચંદ્રજી સુગ્રીવ પ્રત્યે બોલ્યા હવે તમો પણ અંગદને પાસે રાખીને આ વાંદરાઓના રાજા થાઓ અને હે ભાઇ સુગ્રીવ? સીતાની તપાસ માટે તમે જલદી કાર્ય કરો. આ સાંભળી સુગ્રીવ લક્ષ્મણજી સાથે શ્રી રામચંદ્રજી પ્રત્યે બોલ્યો: કે હે રઘુનંદન આ વખતે વર્ષાકાળનો વખત છે તેથી આ વનમાં ઇન્દ્ર રહે છે. હવે વાનરોની ગતી અહીંતહીં જવાની નથી. અને આ વર્ષાકાળ વિતી જશે. અને સ્વચ્છ શરદ રૂતુ આવશે ત્યારે હે પ્રભુ સર્વ દીશામાં વાનરોને દુત બનાવીને મોકલીશ એમ કહીને શ્રીરામચંદ્રજીને પ્રણામ કરીને તે કપિવર સુગ્રિવ પંપા કિનારે ગયો અને ત્યાં એકાંતની તારાની જોડે યથેચ્છ સંગ-ક્રીડા કરવા લાગ્યો.

અને શ્રીરામચંદ્રજી પોતાના ભાઈ લક્ષ્મણજીની સાથે નિલકંઠ નામના પર્વતના શિખર ઉપર અતિ મનોરમ્ય શિખર ઉપર જઇને રહ્યા. ઘણાં ઘણાં દુ:ખથી જ્યારે વર્ષાકાળ વિતિ ગયો. એ પછી નિર્મળ શરદરૂતુ આવી તો સીતાજીના વિયોગથી દુ:ખી થયેલા શ્રીરામચંદ્રજી લક્ષ્મણજી પ્રત્યે બોલ્યા કે:—

સુગ્રાવે વખતનું ઉલ્લંઘન કરેલું છે માટે ભાઇ લક્ષ્મણ તમે જાઓ અને એ દુષ્ટ વાનરરાજ હજુ કેમ નહિ આવ્યો ? એણે કહ્યું તો હતું કે વર્ષાકાલ વિતી ગયા પછી હું તમારી પાસે આવીશ અને તે એકલો નહીં પણ ઘણા વાનરોને સાથે લઇને આવીશ એવું કહીને એ વખતે તે ગયો હતો અને હજુ સુધી અહીં આવ્યો નથી અને એ દુષ્ટ તારાના સંગમાં મોજ કરે છે. માટે તેની સ્ત્રીની સાથે સર્વે વાનરોને અહીં પકડી લાવો. તે કદાચ રાજવૈભવમાં મદોન્મત થઇ ગયો હોય અને તે અહીં ન આવે તો તેને એટલુંજ કહેજો કે દુષ્ટ ! વાલીને જે બાણે મારી નાખ્યો છે તે બાણ હજુ પણ હમારા ભાઈ શ્રીરામચંદ્રજીના હાથમાં છે તેથી તે બાણને તું યાદ કરજે. અને તું શ્રીરામચંદ્રજીને આપેલા વચનને ભૂલી ગયો ? એમ હે ભાઇ લક્ષ્મણ ? તમે સર્વે મારી આ હકીકત કહેજો

એમ શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું ત્યારે શ્રીલક્ષ્મણજીએ રામચંદ્રજીને કહ્યું ઘણું સારૂં મોટાભાઇ ? હું સર્વ આપના કહેવા પ્રમાણે કરીશ. એમ કહીને લક્ષ્મણજી પંપા સરોવર ઉપર ગયા કે જ્યાં સુગ્રીવ રહેતો હતો. ત્યાં કપીરાજ સુગ્રીવને જોઇને લક્ષ્મણજી બોલ્યા કે;—

તું તારાના ભોગમાં આશક્ત છે અને શ્રી રામચંદ્રજીના કામને તું ભૂલી ગયો ? કે જે તેં શ્રી રામચંદ્રજીને સીતાજીની તપાસને માટે વચન આપ્યું હતું. એ પણ તું ભૂલી ગયો હે દુષ્ટ તેં કહ્યું તો હતું કે સીતાજી જ્યાં હશે ત્યાં હું તપાસ તો કરીશજ અને વાલીને મારીને તને રાજ્ય આપ્યું. એજ શ્રી રામચંદ્રજીનો ગુણુકરામી તું હવે વાનરોના રાજ્ય અને તારાના સંગમાં આશક્ત થઇ ગયો ! ત્હારા

સવાય શ્રા રામચંદ્રજીનું આવું અપમાન કોણ કરે ? શ્રીરામચંદ્રજી આગળ તેં પ્રતિજ્ઞા કરી હતી. અને હવે તે વાત ભૂલી ગયો ?

તેં દેવતાઓ, અગ્નિ અને જળની આગળ કહ્યું હતું કે હું તમને મદદ કરીશ. કેમકે જે જે તમારા શત્રુ છે તે હે રાજન ? એ સર્વે મ્હારા પણ શત્રુ છે જે તમારા મિત્ર છે તે અમારા મિત્ર છે. તેથી હું સિતાજીની તપાસને માટે ઘણા વાનરોને સાથે લઇને તમારા પાસે આવીશ એ વચન સાચુ કહું છું.

એવું કહીને હે પાપી ત્હારા સિવાય વચનભંગ કોણ કરે ? અને હે દુષ્ટ વાંદરા ? એમ ફોસલાવીને તેં તારૂં કામ કરી લીધું અને હવે અજાણ્યો થઇ ગયો અમોએ રૂષિઓના જેવું સત્યવ્રત હમણાં ત્હારામાંજ જોયું કે એ લોક સર્વેનાં આચરણો જાણે છે અને પછી મહાત્મા થાય છે. સર્વજ્ઞ કહેવાય છે. અને કોઇને મારવો હોય ત્યારે તેઓ અજાણ્યા થઇ જાય છે. એવી રીતે તું રાક્ષસ હીંસાથી ડરતો હોય તેમ જણાય છે.

અમોએ આ લોકમાં એવો પુરૂષ નથી જોયો કે—પહેલાં પોતાનું કાર્ય સાધી લઇને પછી તેના ઉપર અપકાર કરે પોતાનો સ્વાર્થ પૂરો થયા પછી સ્વાર્થિ માણસો ત્હારા જેવા આંધળા થઇ જાય છે જુઓ કે વાછરડુ જ્યારે પોતાના માતાના સ્તનમાંથી દૂધ દેખતું નથી ત્યારે તે માતાને છોડી દે છે ઘણાં પાપો કરેલાં હોય એવા-ઓનો પણ ઉદ્ધાર થયેલો અમોએ શાસ્ત્રોમાં જોયો છે। ત્હારા જેવા કૃતઘ્ન માણસો અમોએ ક્યાંઇ જોયા નથી. તેથી તું આ કૃતઘ્નતા છોડી દઇને ત્હારીજ પ્રતિજ્ઞાનું સ્મરણ કર. શ્રીપરમકૃપાળુ રામચંદ્રજીના ચરણમાં ચાલ્ય અને જો ત્યાં ન આવી શકે તો તેમને આપેલા

વચનને યાદ કરે તેમજ મને તેમણે છેલ્લી જે વાત કરી છે તે સાંભળ કે જે બાણથી મેં વાલીને મારી નાખ્યો છે એ બાણથી હું સુગ્રીવને (તને) મારી નાખીશ એમ શ્રીરામચંદ્રજીનું કહેવું છે.

જ્યારે લક્ષ્મણજીએ એવું કહ્યું ત્યારે વાનરોનો નાયક સુગ્રીવ પોતાના મંત્રી હનુમાનજી પ્રત્યે બોલ્યો હવે આ બાબતનું કેમ કરવું ? પછી હનુમાનજીએ કહ્યું કે મહારાજ ? જો તમોએ શ્રીરામચંદ્રજીને વચન આપેલું હોય તો તેનું બરાબર પાલન કરવું જોઇયે એ પ્રમાણે હનુમાનજીના ઉપદેશથી બહાર નિકળીને સુગ્રીવે લક્ષ્મણજીને પ્રણામ કર્યા, અને બોલ્યો કેઃ—

મહારાજ ? અજ્ઞાનતાથી મેં આ પાપ ( વચન ભંગ ) કર્યું છે. અને તેને માટે ક્ષમા આપશો આમત તેજાસ્વ, શ્રીરામચંદ્રજીને જે વખતે મેં વચન આપ્યું છે તેનો ભંગ હું કદી પણ કરીશ નહીજ.

હે મહારાજ ? હું આજે સર્વે વાંદરોને લઇને તમારા સાથે શ્રી રામચંદ્રજી પાસે આવું છું. તેઓના કહેવા પ્રમાણેજ હું સર્વે કામ કરીશ. એમાં બિલકુલ ભેદ જાણશો નહી. મારી પાસે શુરવિર ઘણા વાનરો છે. તેમને હું સીતાજીની શોધને માટે સર્વે દીશાઓમાં મોકલીશ.

જ્યારે વાનરોના રાજ સુગ્રીવે લક્ષ્મણજી પ્રત્યે એવું કહ્યું ત્યારે તેઓ બોલ્યા કે; જલદી ચાલો. આપણ શ્રી રામચંદ્રજી પાસે જઇયે. હે વિર વાનરો ? તમો રીંછોની સેનાને પણ બોલાવો જેને જોઇને પણ શ્રી રામચંદ્રજી તમારી ઉપર પ્રસન્ન થાય.

મહા બુદ્ધિશાળી લક્ષ્મણજીએ જ્યારે એવું કહ્યું ત્યારે સુગ્રીવજી લક્ષ્મણજી પાસે ઉભા રહ્યા અને યુવરાજ અંગદ પણ બહારથી

સર્વે સેનાને બોલાવીને બેસી રહ્યો હતો. અને સુગ્રીવે કહ્યું કે હે પુત્ર તમો સર્વેના સેનાપતિ થાઓ અને જાઓ એકદમ સર્વે સેના તૈયાર કરો એ પછી અંગદના હુકમ પ્રમાણે રીંછ અને વાંદરઓના ઝુંડનાં ઝુંડ ગુફાઓ, પર્વતો, અને વૃક્ષો ઉપરથી ઉતરી પડયાં. સર્વે પર્વતાકાર રૂપે સુગ્રીવના આધિપત્ય નિચે શ્રી રામચંદ્રજી પાસે આવ્યા અને પ્રણામ કર્યા.

એ પછી લક્ષ્મણજી પણ નમસ્કાર કરીને મોટાભાઇ શ્રીરામચંદ્રજી પ્રત્યે બોલ્યા કે હે મહારાજ આપ અવિનયી સુગ્રીવના ઉપર પ્રસન્ન થાઓ જ્યારે ભાઇએ એવું કહ્યું ત્યારે શ્રીરામચંદ્રજી સુગ્રીવ પ્રત્યે બોલ્યા કે-હે મહાવિર સુગ્રીવ અહીં આવો. તમો કુશળ તો છો ને?

એમ શ્રીરામચંદ્રજીનું વચન સાંભળીને અને મહારાજાને પ્રસન્ન થયેલા જાણીને સુગ્રીવ શ્રીરામચંદ્રજીને બે હાથ જોડીને કહેવા લાગ્યો કે હે મહારાજ અમારૂ ભલુ તો ત્યારે થશે કે જ્યારે સીતાજીને લાવીને આપને સોંપીશું. એ વિના અમારૂં ભલુ કયાંથી થાય? જ્યારે સુગ્રીવે એવું કહ્યું ત્યારે શ્રી રામચંદ્રજીને પ્રણામ કરીને પવનકુમાર હનુમાનજી વાનરોના રાજા સુગ્રીવ પ્રત્યે બોલ્યા કે હે સુગ્રીવ મારૂં વચન સાંભળો કે મહારાજ શ્રી રામચંદ્રજી ઘણાજ દુઃખી છે એટલે સુધી કે સીતાજીના વિયોગથી તેઓ ફલાહાર પણ કરતા નથી અને તે કારણથી લક્ષ્મણજી પણ સદાય દુઃખી રહે છે. એ બંન્નેની દુઃખી હાલત જાણીને તેઓના ભાઈ ભરતજી પણ દુઃખી છે અને તેઓના દુઃખથી સર્વે અયોધ્યાવાસીઓ અને રાજ્ય કર્મચારીઓ પણ દુઃખ જ હશે. એ કારણથી હે રાજન? હવે સીતાજીની તપાસ કરો.

જ્યારે વાયુપુત્ર હનુમાનજીએ એવું કહ્યું, ત્યારે તેજસ્વિ જામ્બુવાન શ્રીરામચંદ્રજીને પ્રણામ કરીને આગળ આવીને ઉભો રહ્યો અને મહારાજ પ્રત્યે નિતિયુકત વચનો બોલ્યો કે હે નિતિમાન શ્રીરામચંદ્રજી અને સુગ્રીવજી ! કે જે વાત પવનકુમાર શ્રીહનુમાનજી કહે છે તે યોગ્યજ છે. કેમકે શુભમનવાળાં સિતાજીનું અપમાન પૃથ્વિ ઉપર કોઇ પણ કરી શકે એવો નથી. તેથી હે સુગ્રીવ તમો આજે તપાસ માટે સર્વે વાનરોને મોકલો.

જ્યારે જામ્બુવાનજીએ એવું કહ્યું ત્યારે વાનરોના નાયક સુગ્રીવજી ઘણાજ પ્રસન્ન થયા, અને પહેલાં પશ્ચિમ દીશા તરફ શ્રીરામચંદ્રજીનાં પત્નિ સીતાજીને શોધવાને માટે મહાપરાક્રમી વાનરો હતા તેમને મોકલ્યા અને વળી ઉત્તર દીશા તરફ તેઓએ મોટ મોટા નિપુણ ચાલાક વાનરોને મોકલ્યા. અને તેઓને કહ્યું કે સીતાજીની તપાસ તમો સર્વે ભાઇઓ કરો. અને કપિરાજને સીતાજીની તપાસને માટે પૂર્વ દિશા તરફ મોકલ્યા એવી રીતે ત્રણે દિશાઓમાં સર્વે વાનરોને મોકલીને તે બુદ્ધિમાન વાંદરોના રાજા સુગ્રીવજીએ વાલીના પુત્ર અંગદને કહ્યું કે તમે સીત્તાજીની તપાસને માટે દક્ષિણ દિશામાં જાઓ. અને તમારા ગયા પછી જામબુવાન, હનુમાન, મૈન્દ, દ્વિવિદ, નિલ વિગેરે મહા બળવાન પરાક્રમિ વાનરો પણ આવશે. હું તેમને જલદી આજ્ઞા આપીશ.

માટે જલદી જઇને એ સિતાજીને જોઇ આવો ઠેકાણાની પણ બરાબર તપાસ કરશો. જ્યાં રહે છે ત્યાં કોણ કોણ તેમની સેવામાં છે ? તેમને કોણ લઇ ગયો છે. વિગેરે તપાસ કરીને હે પુત્ર ? અંગદ તમે જલદી આવો.

મહાત્મા કપિરાજે સુગ્રીવજીએ જ્યારે એવું કહ્યું ત્યારે અંગદે

તુરત ઉભા થઇને તેમની આજ્ઞા શીર સાવદ્ય માની અને નિતિમાન શ્રી જામ્બુવાનજીને તથા સર્વ વાનરોને એક બાજુએ ઉભા રાખી તથા રામચંદ્રજી તથા લક્ષ્મણુજીને એક બાજુએ સ્થાપિત કરીને બોલ્યો.

હે મહારાજકુમાર સીતાજીની તપાસને માટે મારી વાત સાંભળો અને આપને યોગ્ય લાગે તો તેનો પ્રત્યુત્તર આપો. સીતાજીને જ્યારે પંચવટીમાંથી રાવણુ લઇ જતો હતો ત્યારે તેમને જટાયુએ જોયાં હતાં અને એ દુષ્ટે રાવણુની સાથે યુદ્ધ પણુ કર્યું હતું. સીતાજીના ફેંકી દીધેલાં ઘરેણાં પણુ તેણે જોયાં હતાં અને તે સર્વે આભૂષણો અમો ઉપાડી લાવ્યા હતા અને સુગ્રીવને આપ્યાં પણ છે. એથી જટાયુનાં લાવેલાં આભૂષણો બાબતે એ વાત પ્રતિત થાય છે કે, રાવણુ સીતાજીને લઇ ગયો છે. જ્યારે આ વાત નક્કી છે. કે રાવણેજ રીતાજીનું હરણુ કર્યું છે અને તે દુષ્ટ લંકામાં લઇ ગયો છે. માટે જરૂર લંકામાં સીતાજી હશે અને ત્યાં પણુ જાનકીજી પોતાના પતિવૃતની રક્ષા કરતાં હશે. માટે એ દુઃખના આગારમાં પડેલાં સીતાજી ત્યાંજ હશે એમાં કાંઇ સંદેહ નથી. એમાં આપનું ભલું એટલું ચાહું છું કે જે કોઇ સમુદ્ર ઓલંગીને જાય. તે આપનું કાર્ય કરે એ માટે હું કહું છું કે પવનકુમાર શ્રી હનુમાનજીને આ કામ માટે મોકલો અને હું સમજુ પણુ છું કે હનુમાન સિવાય કોઇ પણુ વાનરમાં સમુદ્ર ઓળંગી જાય એટલી શક્તિ નથી. આ મેં મારો સર્વે ખુલાસો આપની આગળ કહ્યો કેમકે આપનું કામ થશે તો અમો સર્વેનો નેકટેક પણુ રહેશે અને અમારૂં પણુ ભલું થશે.

ઉપર પ્રમાણે વચનો સાંભળીને અને જામ્બુવાનની નિતિયુક્ત વાતને અનુમોદન આપીને સુગ્રીવજી પવનકુમાર શ્રી હનુમાન પ્રત્યે

બોલ્યા–કે હે વાયુ પુત્ર વીર હનુમાનજી મારૂં વચન સાંભળો. કે ઇક્ષ્વાકુ વંશના કુળતીલક મહાપ્રતાપવાન રાજા શ્રી રામચંદ્રજી પિતાની આજ્ઞા લઇને ભાઇ લક્ષ્મણ તથા સીતાજી સહીત દંડકારણ્યમાં આવ્યા છે અને તેઓ સાક્ષાત્ ધર્મ કર્મમાં પરાયણ છે. તેઓ સર્વાત્મા સર્વ લોકેશ શ્રી વિષ્ણુ છે. કેવળ મનુષ્યનું રૂપ ધારણ કરેલું છે. તેઓની સ્ત્રીને તે દુષ્ટ રાવણ લઇ ગયો છે. તેઓના દુઃખથી વન વન ફરતાં શ્રી રામચંદ્રજીએ પહેલાં તમને જોયા હતા અને સર્વે વાત તમોએ મને પણ તેમના મેલાપ બાબતે કરી હતી. તેઓએ મહા બળવાન પરાક્રમી અમારા શત્રુ વાલીને મારી નાખ્યો. માટે હે ભાઇ? તેઓની કૃપાથી મેં બીજી વાર રાજ્ય પણ મેળવ્યું અને મેં પણ તેમને સ્હાયતા કરવાને વચન આપ્યું હતું. તો હું હવે તમારા બળથી મારી પ્રતિજ્ઞા સિદ્ધ કરવાને ચાહું છું. હે મારૂતી? હવે તમે સમુદ્ર પાર ઉતરીને નિંદ્યારહીત શ્રી સીતાજીને જોઇ આવો. કેમકે તમારા સિવાય બીજા કોઇ પણ વાનર જાતીમાં હું બળ જોતો નથી. કે જે સીતાજીને જોઇને પાછો આ બાજુએ ઉતરીને આવે. તેથી હે મહા બુદ્ધિમાન હનુમાનજી સ્વામિનું કામ પુરૂં કરવાને તમે યોગ્યજ છો. કેમકે પહેલાં તો તમે બળવાન છો. વળી નિતિમાન છો. દુત કાર્યમાં પ્રવિણ છો. તો આ કામ કરો. જ્યારે મહાત્મા સુગ્રીવે હનુમાનજીને એમ કહ્યું ત્યારે હનુમાનજીએ કહ્યું સ્વામિને માટે તે કામ કેમ નહિ કરી શકું?

એ બાબત હું પણ સત્ય માનું છું.

જ્યારે વિર હનુમાનજીએ એવું કહ્યું ત્યારે શત્રુઓને જીતવા વાળા શ્રી રામચંદ્રજી ઘણાજ દીલગીર થઇને સીતાજીનું સ્મરણ કરતા

નેત્રોમાં આંસુ ભરાયલા છે છતાં સમય અનુસારે બોલ્યા કે હું સુગ્રીવ સહીત સમુદ્ર પાર ઉતરવાને માટે આપને ભલામણ કરૂં છું અને આપના ઉપર એ સર્વે ભાર છે. માટે હે વિર હનુમાન તમો વિચાર નક્કી કરીને ત્યાં જાઓ. કદાચીત સીતા હમારૂં રૂપ પૂછે તો મને તથા લક્ષ્મણજીને જોઇ લ્યો. હમારા બન્નેના અંગોના ચિન્હો તમે ચીતરી લ્યો કેમકે એમ કરવાથી સીતા કોઇ પણ રીતે સંશય રાખશે નહીં.

જ્યારે શ્રી રામચંદ્રજીએ એવું કહ્યું ત્યારે બળવાન હનુમાનજી ઉભા થઇને શ્રી રામચંદ્રજી આગળ વિનંતિ કરવા લાગ્યા કે મહા- રાજ ? હું આપનાં લક્ષણ સારી રીતે જાણી શકું છું. મને વધારે કહેવાની આપને જરૂર નથી, હું સર્વે વાનરોની સાથે જાઉં છું. આપ શોક ન કરો અને આપ કાંઇક પણ મને વસ્ત્રઆભૂષણ આપો કે જેથી સીતાજીને મારા ઉપર વિશ્વાસ બેસે.

જ્યારે વાયુ પુત્ર શ્રી હનુમાનજીએ એવું કહ્યું ત્યારે રાજીવલો- ચન શ્રી રામચંદ્રજીએ પોતના હાથની એક મુદ્રિકા ( વીંટી) હનુમા- નજીને આપી. તે લઇને પવનકુમાર શ્રી હનુમાનજી શ્રી રામચંદ્રજી લક્ષ્મણજી તથા સુગ્રીવની પ્રદક્ષિણા કરીને તે અંજની પુત્ર ત્યાંથી ઉછળી પડ્યા અને ચાલવા માંડયું. જે જે દીશાએ બીજા વાનરો જવાના હતા. તે સર્વે પ્રત્યે સુગ્રીવ બોલ્યા કે હે અહંકારી–બળા- ભિમાની સર્વ વાનરો મારી આજ્ઞા સાંભળો. તમો સર્વેએ પર્વત વિગેરેમાં તપાસ કરવી અને જરા પણ આળસ કરવી નહીં અને પવિત્ર સિતાજીને જોઇને પાછા આવવું. જ્યાં સુધી તમો સર્વે શ્રી સીતાજીની તપાસ નહી કરી લાવો ત્યાં સુધી હું શ્રી રામચંદ્રજી અને

લક્ષ્મણજીની પાસે અહીંજ રહીશ. જો તમે ફોકટ તપાસ કર્યા વગર પાછા ફરશો તો તમોને દેહાંત દંડની સજા થશે,

એ પ્રમાણે આજ્ઞા આપીને સર્વે વાનરોને સુગ્રીવજીએ મોકલ્યા ત્યારે તે સર્વે વાનરો પશ્ચિમ આદીક ચારે દીશાઓમાં નીકળી પડયા તેઓ પર્વતોનાં સર્વે શિખરો ઉપર, નદીઓને કીનારે, મુનીઓના આશ્રમો ઉપર સર્વે કંદરાઓમા, વનમાં, ઉપવનમાં, વૃક્ષો ઉપર, વૃક્ષોવાળી ઝાડીઓમાં, ગુફાઓમાં, શીલાઓ ઉપર પર્વતોની આજુ બાજુએ, ઉદ્યાનોમાં, પૂર્વ બાજુના સર્વ મુલકોમાં, કામરૂપ (બ્રહ્મદેશ) માં, અયોધ્યાની ભૂમિમાં, અને સર્વે તિર્થો સ્થાનોમાં, દક્ષિણ પૂર્વ દેશોમાં એમ સર્વ ઠેકાણે તપાસ કરી પણ કયાંઇ પત્તો લાગ્યો નહી તેથી શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજીના ચર્ણોમાં નમસ્કાર કરીને બેઠા અને વિશેષમાં સુગ્રીવને પ્રણામ કરીને સર્વ વાનરો બોલ્યા કે હે મહારાજ સુગ્રીવજી ? અમે એ કમળ જેવાં લોચનવાળાં મહા ભાગ્યશાળી શ્રી સીતાજીને કયાંઇ પણ જોયાં નહીં, એમ કહીને સર્વે ઉભા રહ્યા. ત્યારે દુઃખી થયેલા શ્રી રામચંદ્રજી પ્રત્યે સુગ્રીવજી બોલ્યા કે હે મહારાજ ? દક્ષિણ દિશાના વનમાં જરૂરજ વાયુ પુત્ર હનુમાનજી સીતાજીને જોઇને આવશે.

હે મહાબાહુ શ્રી રામચંદ્રજી ! આપ વિશ્વાસ રાખો. મારૂં કહેવું સત્ય છે. એ સાંભળી લક્ષ્મણજી બોલ્યા કે એ બાબતે આપણે શુકન પણ સારા જોયલા છે તેથી જરૂર હનુમાનજી સીતાજીને જોઇને આવશે. એમ કહીને સમજાવી પટાવીને સુગ્રીવ અને લક્ષ્મણજી બન્ને શ્રી રામચંદ્રજીની સેવા કરવા લાગ્યા. હવે અહીં વાનરો જે અંગદને આગળ કરીને સીતાજીની તપાસને માટે ગયા હતા તે વાનરોએ

ઘણાં દુઃખ સહન કર્યાં પણ સીતાજીને જોયાં નહી તેથી શ્રમીત થઇને ભૂખ દુઃખથી વખત ગાળવો પડતો હતો. એટલામાં વનમાં ફરતાં ફરતાં એક મહા ભયંકર અરણ્યમાં સર્વે વાનરો પહોંચ્યા તેઓએ એક તેજસ્વિની સ્ત્રીને જોઇ તે એક પર્વતની ગુફામાં બેઠી હતી, તે કોઇ રૂષિની નિંદ્યારહિત સ્ત્રી હતી, તેણીએ પોતાના આશ્રમ ઉપર આવેલા આ સર્વે વાનરોને જોયાં અને પૂછયું કે તમે કોણ છો? અને શા કારણથી, શા કામ માટે અહીં આવેલા છો? આ સાંભળી મહા મતીવાન જામ્બુવાનજી બોલ્યા કે અમે સર્વે સુગ્રીવના સેવક છીએ અને અહીં શ્રી રામચંદ્રજીનાં સ્ત્રી સીતાજીની તપાસને માટે આવેલા છીએ. હવે અમો ભૂખથી ઘણા દુઃખી છીએ. અહાર વગર હમારે કઇ દિશામાં કેવા પ્રકારે જાનકીજીની શોધ કરવી?

જામ્બુવાનજીએ એવું કહ્યું ત્યારે તે શુભ રૂપિણી સ્ત્રી વાનરો પ્રત્યે બોલી કે હે કપિશ્વરો? હું શ્રી રામચંદ્રજી, લક્ષ્મણજી, સીતાજી અને સુગ્રીવને ઓળખું છું. હું તમોને આ ફળ આપું છું તે ભોજન કરો. કેમકે તમે સર્વે શ્રી રામચંદ્રજીના કામને માટે આવેલા છો, તેથી મારે માટે તમો શ્રી રામચંદ્રજી સમાન છો. એમ કહીને તે તપસ્વિનીએ પોતાના યોગબળથી તે સર્વેને કંઇક અમૃત ફળો આપ્યાં અને તેમને ભોજન કરાવીને સર્વે વાનરો પ્રત્યે તે સ્ત્રી બોલી, કે એક ઠેકાણે સંપાતિ નામના પક્ષિયોનો રાજા છે તે મહેન્દ્રાચળ પર્વતના વનમાં રહે છે. ત્યાં તમે સર્વે જાઓ અને તે પક્ષી દુરથી દેખવાવાળો છે તેથી તે સંપાતિ નામે કહેવાય છે માટે અવશ્ય તે પક્ષિ તમને પતો લગાડી આપશે અને તેના બતાવ્યા પ્રમાણે માર્ગે તમો સર્વેએ જવું અને પવનકુમાર હનુમાનજી જનકની કન્યા સીતાજીને જરૂર જોઇ લેશે.

જ્યારે તે તપસ્વિનીએ એમ કહ્યું ત્યારે સર્વે વાનરો ઘણાજ ખુશી થયા અને તે સ્ત્રીને પ્રણામ કરીને ત્યાંથી ચાલવા લાગ્યા અને તે સંપાતિકને મળવાની ઇચ્છાથી સર્વે મહેન્દ્રચળ પર્વત ઉપર ગયા અને ત્યાં બેઠેલા સંપાતિકને સર્વે વાનરોએ જોયો. સર્વે વાનરોને ત્યાં આવેલા જોઇને સંપાતિક બોલ્યો કે તમો કોણ છો અને શા કારણથી અહીં આવેલા છો? જલદી મને કહો વિલંબ કરશો નહી એ સાંભળી વાનરોએ અથ-ઇતિ સર્વે વૃતાન્ત કહ્યો કે હમો સર્વે શ્રી રામચંદ્રજીના દૂત છીએ અને સીતાજીની શોધને માટે આવેલા છીએ અને હે પક્ષિરાજ! એક તપસ્વિની બાઇના કહેવાથી અમો સર્વે અહીં આવેલા છીએ. માટે હે મહા બુદ્ધિશાળી પક્ષિરાજ! તમો અમને સીતાજીનું ઠેકાણું બતાવો કે હાલમાં તેઓ કયાં છે? આ હકીકત સાંભળીને તે પક્ષીએ દક્ષિણ દીશામાં લંકા તરફ જોયું તો સીતાજીને ત્યાં દીઠા અને સર્વે વાનરોને કહ્યું કે લંકામાં અશોક વનમાં સીતાજી બેઠાં છે અને વાનરોએ પણ તે પક્ષિને કહ્યું કે તમારો ભાઇ જટાયુ આ પ્રમાણે યુદ્ધ કરતાં મરી ગયો તેથી તે સંપાતિકે સ્નાન કર્યું અને સરાવ્યું અને તેણે યોગ્યાભ્યાસથી પોતાનો દેહ પણ છોડી દીધો અને સર્વ વાનરોએ તેને અગ્નિદાહ પણ કર્યો અને મહેન્દ્રચળના એક ઉંચા શીખર ઉપર જઇને સર્વે બેઠા ત્યાં તેમણે દુરથી સમુદ્ર જોયો અને પોતપોતે વિચાર કરવા લાગ્યા કે જુઓ રાવણજ શ્રી રામચંદ્રજીની સ્ત્રીને લઇ ગયો છે.

ભાઇ? આ વાનરોમાં કોણ એવો છે? કે જે ક્ષાર સમુદ્ર ઓળંગીને લંકામાં જાય અને ત્યાં પરમ-ભાગ્યવાળાં શ્રી રામચંદ્રજીનાં પત્નિ સિતાજીને જુએ અને પાછો સમુદ્ર ઓળંગીને અહીં આવે? ભાઇ જેનામાં શક્તિ હોય તે કહો ત્યારે જામ્બુવાન બોલ્યો

કે સર્વ વાનરો આ કામ કરવાને અશક્ત છે કેમકે સમુદ્ર ઓળંગ-વાની કોઇની પણ શક્તિ નથી અને આ કામ કરવાને તો મારા મત પ્રમાણે હનુમાનજીજ યોગ્ય છે. હવે વધારે વખત લંબાવવાનો નથી કેમકે શ્રી રામચંદ્રજીને આપેલી મુદતનો અર્ધો માસ તો થઇ ગયો અને બાકી પંદર દિવસ રહી ચુકયા છે. હવે હે વાનરો જો તમો જાનકીજીને જોયા સિવાય પાછા ફરશો તો કાન નાક વિગેરે આપણા લોકોના મહારાજા સુગ્રીવ કાપી લેશે તેથી આપણે સર્વે એક મત થઇને વાયુ પુત્ર શ્રી હનુમાનજીને વિનંતિ કરીએ. મારી તો એટલીજ સલાહ છે.

ઉપર પ્રમાણે જામ્બુવાનના વચનો સાંભળીને સરવે વાનરો પવ-નકુમાર શ્રી હનુમાનજી પ્રત્યે બોલ્યા કે મહારાજ ! આપના સિવાય અમારૂં આ કામ કોઇ કરે તેમ નથી આપ શ્રી રામચંદ્રજીના પરમ ભક્ત છો તો સીતાજીનો તપાસ કરવા લંકામાં જાઓ એ અમારી સર્વે પ્રાર્થના છે. આ સાંભળી હનુમાનજીએ સમુદ્ર પાર ઉતરવાની હિંમત ધરી અને સર્વે વાંનરોના જુથ્થમાંથી બહાર નીકળી પડયા.

## પ્રકરણ ૫ મું.




ષ્ટ રાવણે હરણ કરેલાં સિતાજીની તપાસને માટે હનુમાનજી આકાશ માર્ગે ચાલ્યા અને જતી વખતે પૂર્વ તરફ મુખ કરીને પોતાના અનુચરો સહીત બ્રહ્માજીને નમસ્કાર કરીને મનમાં શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજીનું ધ્યાન ધરીને સાગર અને સર્વે નદીઓને શીર નમાવીને

તથા પોતાની જાતવાળાઓનો ત્યાગ તથા પ્રણામ કરીને જ્યારે ચાલ્યા ત્યારે વાનરોએ કહ્યું કે તમો સર્વે કલ્યાણદાયક પુણ્યરૂપ માર્ગમાં જાઓ અને કુશળપૂર્વક પાછા વળજો. તમો એકદમ સરવે બળવાન થાઓ અને તમો ઘણુંજ બળ વાપરીને દુરથી ઉપર ફલાંગ મારવાનો માર્ગ બરાબર શોધી કાઢો.

એવી રીતે આશાર્વાદ મેળવીને પોતાને સંપૂર્ણ બળવાન સમજીને હનુમાનજી પર્વત ઉપરથી છલંગ મારી આકાશ તરફ જોરથી કૂદ્યા. જ્યારે એ પ્રમાણે વાયુમાર્ગે થઇને શ્રી રામચંદ્રજીના કામને માટે શ્રીમાન્ પવન તનય વિર હનુમાનજી સમુદ્રની ઉપર ઉછળ્યા તો સર્વે સમુદ્રની પ્રેરણાથી તેમને વિશ્રામ કરવાને માટે મૈનાક નામનો પક્ષી સમૂદ્રમાંથી બહાર નિકળ્યો તેને જોઇને દબાવી રાખીને હનુમાનજીએ આદર સહીત પુછયું અને ત્યાં થોડો વિશ્રામ કરીને ઉછળી પડયા તો તે આગળ સિંહીકા નામની રાક્ષસીનું મુખ દેખાયું કે તેના પેટ ઉપર જોરથી હનુમાનજીએ લાત મારી અને પછી ત્રીકુટ નામના પર્વતના એક શિખર ઉપર આખો દિવસ પૂરો કરીને જ્યારે સંધ્યાનો સમય થયો ત્યારે સંધ્યોપાસન કરીને વિર હનુમાનજી ધીરે ધીરે તે રાત્રે લંકા નામે લંકાપુરીની અધિષ્ટા ત્રિદેવીને જીતીને લંકાપુરીમાં પેઠા. ત્યાં અનેક રત્નોથી યુક્ત નાના આશ્ચર્ય સહીત પદાર્થોથી ભરેલી લંકામાં હનુમાનજીએ રાક્ષસોના સુઇ જવા પછી પહેલાં તો સર્વ રિદ્ધ સિદ્ધિયુક્ત રાવણના મંદીરમાં પ્રવેશ કર્યો અને જોયું તો ભારે વજનદાર પલંગ ઉપર રાવણ સુઇ ગયો હતો સર્વે નાકોમાંથી મોટા અવાજથી સ્વાસ આવતો જતો હતો અને તે રાવણ દશ માથાંવાળો હતો અને

હજારો સ્ત્રિઓ નાના પ્રકારનાં ભૂષણ વસ્ત્રો ધારણ કરીને ચારે બાજુએ સુઈ રહી હતી તે રાવણના ઘરમાં સીતાજીને ન જોયાં ત્યારે તે સર્વે સ્ત્રિઓને રાવણના મહેલમાં જોઇને ઘણાજ દુઃખી થઇને પવનકુમાર શ્રી હનુમાનજીએ સંપાતિક નામના પક્ષિરાજનું સ્મરણ કર્યું અને સંપાતિકે કહ્યા પ્રમાણે નાના પ્રકારના પુષ્પોથી યુક્ત ઠંડા પવન એને સુગંધીત ચંદન વૃક્ષોથી શોભીતા અશોકવનમાં હનુમાનજી પહોંચ્યા ત્યાં જઇને સીસમના એક વૃક્ષ ઉપર બેઠા અને તે વૃક્ષ નીચે બેઠેલા ઘણા રાક્ષસીઓના મધ્ય ભાગમાં શ્રી રામચંદ્રજીનાં પત્નિ સિતાજીને તેમણે જોયાં મધુ પલ્લવયુકત પુષ્પથી ભરેલા અશોક વૃક્ષની શાખાપર બેઠાં બેઠાં હનુમાનજીએ નક્કી ધાર્યું કે આ એજ સીતાજી છે. સીતાજીને જોઇને હનુમાનજી તે વૃક્ષની એક શાખા ઉપર બેસી રહ્યા હતા કે ત્યાં ઘણી સ્ત્રીઓની સાથે રાવણ પણ આવ્યો ? તે આવીને જાનકીજી પ્રત્યે બોલ્યો કે–

હે પ્રિયે ? મને રાવણને આલીંગન દ્યો અને જો તમો મારાપર પ્રસન્ન હોય તો તમારૂ મન રામચંદ્રજી ઉપર છે તે છોડી દ્યો. આવાં દુઃખમય રાવણનાં વચનો સાંભળીને વચમાં ઘાસની સળી આડી મૂકી જાનકીજી કંપતી કંપતી રાવણ પ્રત્યે બોલી કે હે પરદારા પરાયણ દુષ્ટ રાવણ ? અહીંથી ચાલ્યો જા. હવે જલદીથીજ શ્રી રામચંદ્રજીનું બાણ તારા રૂધીરનું પાન કરશે.

જ્યારે એવું જાનકીજીએ કહ્યું ત્યારે ઘણાંજ ખોટાં વચનો બોલતો રાવણ રાક્ષસીઓ પ્રત્યે બોલ્યો કે હે રાક્ષસીણીઓ તમો બે માસની અંદર આ સ્ત્રિને વશ કરો અને તે મારી મરજી પ્રમાણે વર્તે. જો તેમ ન કરે તો આ સ્ત્રીનું તમે સર્વે ભક્ષણ કરો એમ

કહીને દુષ્ટ રાવણ પોતાના મંદીરમાં ચાલ્યો ગયો ત્યારે ભયથી રાક્ષસણી જાનકીજી પ્રત્યે બોલી કે હે કલ્યાણી? તમો રાવણને ભજો અને સદાય સુખી રહો. જ્યારે તેઓએ એવું કહ્યું ત્યારે સીતાજી બોલ્યાં કે શ્રી રામચંદ્રજી મોટા પરાક્રમી છે. માટે રાવણને યુધ્ધમાં મારીને મને લઈ જશે. રઘુકુળ ઉત્તમ શ્રી રામચંદ્રજી સિવાય હું કોઇની પણ સ્ત્રિ નથી અને થઈશ નહી, તેઓ અહીં આવીને આ દશ માથાંવાળા રાવણને મારીને હમારૂ પાલણ પોષણ કરો.

તેઓનું આવું વચન સાંભળીને રાક્ષસણીઓએ તેમને ધમકાવ્યાં અને બોલી કે આ સ્ત્રિને મારી નાંખો. એકદમ તેનું ભક્ષણ કરીએ. ત્યારે તેઓમાંની એક ત્રિજટા નામની રાક્ષસી કે જેણે રાક્ષસોને માટે સ્વપ્નમાં આનંદ દેખ્યો હતો તે રાક્ષસી સર્વે રાક્ષસીઓ પ્રત્યે બોલી કે અહો બ્હેનો મારી વાત સાંભળો કે રાવણનો જરૂર વિનાશ થશે. મને આજે સ્વપ્ન જોકે શુભ આવ્યું છે; પણ આજનો દિવસ તે રાક્ષસોને માટે દુઃખદાયી અને શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજીને માટે વિજયદાયી થઈ પડસે વળી મેં બીજું સ્વપ્ન પણ જોયું છે કે; સીતાજી જરૂર શ્રી રામચંદ્રજીને મળી જશે.

ઉપર પ્રમાણે ત્રિજટાનું વચન સાંભળીને સર્વે રાક્ષસીઓએ સીતાજીને છોડી દીધાં અને રાવણને મંદીરે ચાલી ગઈ ત્યારે પવનકુમાર વિર હનુમાનજીએ શ્રીરામચંદ્રજીનો સર્વે વૃતાન્ત સિતાજીને કહી સંભળાવ્યો અને સીતાજીને જ્યારે વિશ્વાસ બેઠો ત્યારે હનુમાનજીએ આપેલી વિંટી તથા શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજીનાં ચીન્હોનું વર્ણન કર્યું. અને કહ્યું કે મોટી સેના લઇને વાનરોનો રાજા સુગ્રીવ અહીં આવશે. અને તમારા પતિશ્રી રામચંદ્રજી તથા દીયર લક્ષ્મણજી તમને

થોડા વખતમાં અહીંથી છોડાવી જશે અને રાવણનો નાશ કરશે એવું સાંભળી વિશ્વાસપૂર્વક સિતાજી પવનકુમાર હનુમાનજી પ્રત્યે બોલ્યાં કે હે વિર? તમો સમુદ્ર પાર ઉતરીને અહીં કેવી રીતે આવ્યા. ત્યારે હનુમાનજીએ કહ્યું હે માતા ! શ્રી રામચંદ્રજીનું અમો સ્મરણ કરીએ કે અમારે મન સમુદ્ર ઉતરવો સ્હેલ છે એક ફલંગ માત્રમાં હું અહીં આવ્યો છું. તમોને આ દુઃખમાંથી છોડાવીને જરૂર તમારા પતિરાજ તથા દીયર તમને અયોધ્યામાં લઈ જશે માટે નિશ્ચિંત રહેજો એમ સિતાજીને સમજાવીને વિર હનુમાનજીએ તેમની પાસેથી કંકણચુડી વિગેરે ચિન્હો લઇને દંડકારણ્ય તરફ પ્રયાણ કર્યું.

વ.ર શ્રી હનુમાનજીએ સર્વ અશોક વનને ઉજડ કરી નાંખ્યું હતું. તેના વૃક્ષો ઉપર ચઢીને પોકારતા હતા કે વિર્યવાન શ્રી રામચંદ્રજી સર્વને જીતી શકશે. એમ કહેતાં કહેતાં સર્વ રાક્ષસોને, સૈન્યના સેનાપતિઓને, મારી નાખ્યા, પછી રાવણના પુત્રને તથા સેનાપતિને અને સૈન્યના સારથીને અશ્વસહીત મારી નાખ્યા એ પછી મેઘનાદ આવ્યા તો પણ અજની પુત્ર હનુમાનજીએ શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજી તથા સુગ્રાવજીની સરવે હકીકત રાવણને કહી અને તેની લંકા નગરીને આગ મૂકી.

એવી રીતે રાવણનું અપમાન કરીને પાછા સીતાજીની પાસે આવીને સવ વૃતાંત તેમને કહ્યો પછી સમુદ્ર ઉતરીને પોતાના જાતીવાળા વાંદરાને મળ્યા અને કહ્યું સીતાજીનાં મને દર્શન થયા એ પછી સર્વે વાનરોને સાથે લાવીને રાવણના મધુ વનનો નાશ કરીને અંદરના સર્વે ફળો ખાઇને રાક્ષસો જે કોઇ હતા તેમને પણ

મારી નાંખ્યા અને સર્વે વાનરોને મધુપાન કરાવીને તેમણે દધિમૂખ નામના રાક્ષસને મારી નાંખ્યો અને ઘણાજ હર્ષીત થતા સરવે વાનરો આકાશ માર્ગે થઇને શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજીના ચર્ણો સમીપ આવી લાગ્યા. એ પછી હનુમાનજીએ શ્રો રામચંદ્રજી તથા લક્ષ્મણજીને પ્રણામ કરીને અને સુગ્રીવને નમસ્કાર કરીને સમુદ્ર ઓળંગીને સીતાજીની શોધ કેવી રીતે કરી તે તમામ હકીકત કહી અને શ્રી રામચંદ્રજીને કહ્યું કે મહારાજ ? મેં સીતાજીને જોયાં છે. અશોકવનના મધ્યમાં સીતાદેવી ઘણી દુઃખી રહે છે અને રાક્ષસણીઓના મધ્યમાં ઘેરાયલાં છે, સદાય આપનુંજ સ્મરણ કરે છે, નેત્રોથી આંસુ વહ્યાં કરે છે. અને ત્યાં શ્રી જનકનંદનીજીએ પોતાના શીલ પતિવ્રતની રક્ષા કરેલા છે. હું ગયો અને બહુ તપાસ કરી ત્યારે મેં તેમને અશોક વનમાં જોયાં છે અને હેમહારાજ ? મને સીતાજીએ એક ભૂષણ પણ આપને માટે આપ્યું છે તે જુઓ એટલું કહીને સીતાજીએ આપેલો ચુડામણી શ્રી રામચંદ્રજીના હાથમાં આપ્યો અને કહ્યું કે આપનાં મહારાણીજીએ આપને એક વાત પણ કહી છે કેઃ-

હે સ્વામી ? તમો ચિત્રકુટ ઉપર શયન કરતા હતા અને મને પેલા કાગડાએ મારા સ્તનોને ચાંચવડે જે પ્રહાર કર્યો હતો અને આપ જાગ્યા એ પછી આપે બ્રહ્માસ્ત્ર લઇને તેને મારવાનો પ્રયત્ન કરેલો પણ છેવટે આપે તેને માફી આપી. તે વાત હે સ્વામિન તમો યાદ કરજો અને હું તમારી દીન દાસી ઘણીજ દુઃખી છું તો તમો આ દુષ્ટ રાવણને મારીને મારો અંગીકાર કરશો ?

એમ શ્રી હનુમાનજીએ શ્રી રામચંદ્રજી પ્રત્યે કહ્યું અને કહ્યું કે મહારાજ ? દુષ્ટ રાવણને માર્યા વગર વૈદેહીજી મેળવી શકાશે નહી

એ મારી પ્રાર્થના છે. ઉપર પ્રમાણે હનુમાનજીએ કહેલી વાર્તા જ્યારે શ્રીરામચંદ્રજીને કહી ત્યારે વાંદરોની સેના સહીત શ્રી રામચંદ્રજી સમુદ્રના તીર ઉપર પહોંચ્યા ત્યાં તાડના વનથી ભરેલા સમુદ્રના કીનારા ઉપર, સુગ્રીવ, જામ્બુવાન, અને ઘણા બીજા વાનરો જે જે કોઇ અસંખ્ય હતા તે સર્વેના વચમાં પોતાના નાનાભાઇ લક્ષ્મણજી સહીત શ્રી રામચંદ્રજી ને સમુદ્રના કીનારા ઉપર ચંદ્રમાની સમાન શોભતા હતા.

એ વખતે લંકામાં રાજાનતિ, ધર્મશાસ્ત્ર જાણવામાં નિપુણ વિભિષણજીના કાંઇ કહેવાથી અપ્રસન્ન થઇને દુષ્ટ રાવણે લાત પાટુ કરીને તેમને ઘણાં કડવાં વચનો કહ્યાં હતાં તેથી તેઓ પોતાના મંત્રીઓ સહીત, નરસિંહ મહાદેવ, શ્રીધર, ભક્ત વત્સલ શ્રી રામચંદ્રજીની ભકિત કરવાને માટે આ સમુદ્રના કીનારા ઉપર આવ્યા હતા. ત્યાં સર્વ કાર્ય સહેજમાં જાણવાવાળા શ્રી રામચંદ્રજી પ્રત્યે વિભીષણજી આમ બોલ્યા:-

કે હે ભગવાન? હું વિભિષણ છું આપનાજ શરણમાં આવ્યો છું તેથી મારી રક્ષા કરો. એમ કહી હાથ જોડીને તેઓ શ્રી રામચંદ્રજીના ચરણોમાં પડી ગયા આ હકીકતથી શ્રી રામચંદ્રજીએ તે મહા બુધ્ધિશાળી વિભિષણને ઉઠાડીને સમુદ્રના જળથી તેમને સ્નાન કરાવ્યું. અને કહ્યું કે વિભીષણજી? લંકાનું રાજ્ય તે તમારૂં છે.

એ સાંભળી વિભિષણ હોંશમાં આવ્યા અને કહ્યું કે; આપ સર્વ ભૂવનોના સાક્ષાત વિષ્ણુ ભગવાન છો આપ આ સમુદ્રને કહો કે આપણને તે માર્ગ આપે અને લંકામાં જઇ સિતાજીને છોડાવી લાવીએ અને આ વાનરોના સર્વ સૈન્યને પણ સાથે લેવું.

એ પછી શ્રી રામચંદ્રજી સમુદ્રના કીનારા ઉપર જઇને રહ્યા. તો પણ ત્રણ દિવસ સુધી સમુદ્રે કાંઇ જણ જવાબ આપ્યો નહીં. એટલે જગન્નાથ, રાજીવલોચન, શ્રી રામચંદ્રજી સમુદ્ર ઉપર કોપાયમાન થયા. અને જળ સુકાવી નાખવાને માટે અગ્નાસ્ત્ર બાણ હાથમાં લીધું ત્યારે ક્રોધયુકત રાઘવજી પ્રત્યે તેમના નાનાભાઇ લક્ષ્મણજી આમ બોલ્યા. હે મહા બુધ્ધિશાળી ભાઇ? આપનો ક્રોધ તો આ જગતને મહા પ્રલય કરવાવાળો છે તો શા માટે આ એક નાના સમુદ્રનો સંહાર કરવો ? પ્રાણીયોની રક્ષાને માટે તો આપે અવતાર ધારણ કરેલો છે તો દેવેશદેવ ? આપ ક્ષમા કરો એમ કહી બાણ પકડી લીધું અને જ્યારે ત્રણ રાત્રી વીતી ગઇ તો પણ શ્રી રામચંદ્રજીનો ક્રોધ મોટો થયો અને અગ્નિસસ્ત્રના ભયથી ભયભીત થઇને સમુદ્ર બહાર આવીને શ્રી રામચંદ્રજી પ્રત્યે બોલ્યો કે-

હે પ્રભુ આપનો જો કે મેં કંઇ અપકાર કરેલો છે. તો માફ કરો અને મારી રક્ષા કરો હું આપને માર્ગ આપું છું પરંતુ સેતુ કર્મમાં કુશળનળ નામના વાનરને મેં કહેલું છે તેથી આપ તેને બોલાવીને સેતુ કર્મ ( પુલ ) કરાવો. તે પુલ જેટલો પહોળો બાંધવો હોય તેટલો બંધાવજો. એમ કહી સમુદ્ર અંતર્ધાન થઇ ગયો. અને ભગવાન શ્રી રામચંદ્રજીએ નળ વિગેરે વાનરોને બોલાવીને સમુદ્રમાં મોટો પુલ ( સેતુ ) બંધાવ્યો અને તે ઉપર થઇને સર્વે વાનરો સહીત શ્રી રામચંદ્રજી સુવેલ નામના પર્વતની પેલે પાર સૈન્ય સહીત ઉતર્યા એ વખતે અગાસી ઉપર ઉભેલા રાવણને જોઇને શ્રી રામચંદ્રજીની આજ્ઞાથી ઉછળીને ધુતકર્મ કરવાવાળા સુગ્રીવજી તરતજ લંકામાં ગયા અને બહુજ ક્રોધથી રાવણની છાતીમાં એક

લાત મારી અને દેવગણોએ આશ્ચર્ય સહીત સુગ્રીવજીને જોયા. શ્રી રામચંદ્રજીની એ પ્રતિજ્ઞાને માન્ય કરીને સુગ્રીવજી પાછા સુવેલ પર્વત ઉપર આવ્યા અને પછી અસંખ્ય વાનરોની સેનાઓથી અચ્યુત શ્રી રામચંદ્રજીએ રાવણની લંકાપુરીને ચારે બાજુએથી ઘેરી લીધી પછી શ્રી રાઘવજી પોતાના ભાઇ લક્ષ્મણજી પ્રત્યે બોલ્યા કે સમુદ્રથી ઉતરીને આવ્યા પછી સેના સહીત સુગ્રીવે રાવણના મોટ મોટા સૈનીકોને પણ ઘેરી લીધા છે અને લંકા નગરીને પણ ઘેરો ઘાલેલો છે આપણને જે કામ કરવાનું હતું તે સર્વે કરી તો ચુકયા છીએ હવે આગળની વાત તો ભાગ્ય આધીન છે અથવા તો આ ધનુષ્યને આધીન છે આ સાંભળી લક્ષ્મણજી બોલ્યા કે મહાપુરૂષોએ જે કામ કરવાનું યોગ્ય જણાય તે કામ ભાગ્યને ભરોસે કેમ મૂકવું આપતો વિર શિરોમણી છો. જ્યાં સુધી આપનો ગૌરત્વભર્યો પુર્ણ જુસ્સો પ્રાપ્ત થશે નહીં ત્યાં સુધી આ ધનુષ્યની પ્રત્યન્ચા પડવાની નથી જ્યાં સુધી આપણું મુળ વિદારણ કરવાવાળો રાવણ છે તેની ભુજાઓ અને અહંકારનો નાશ કર્યો નથી ત્યાં સુધી આપણું કર્તવ્ય ફોકટ છે.

એ વખતે શ્રી લક્ષ્મણજીએ શ્રી રામચંદ્રજીના કાનમાં કહ્યું કે ભાકત માન્ય કે જેણે તેના પિતાના વધ સમયે આપણા વિર્યત્વની પરિક્ષા કરેલી છે અને તે દરેકનું લક્ષણ જાણવામાં કુશળ છે તે અંગદને દુત બનાવીને લંકામાં મોકલો અને તેને સમજાવો કે હે અંગદ તમારા પિતા વાલીએ રાવણના ઉપર જે વૈર લીધું હતું તે કહેવાને અમો તો અસમર્થ છીએ અને તમો પણ તેના પુત્ર છો તમારા પિતાને તમો છોડાવી લાવ્યા હતા તે વાત યાદ કરો જાણો કે આ વખતે હમારા ઉપર તમોએ એક

ઉપકાર કર્યો છે. આ સાંભળી અંગદ શીરપર હાથ મૂકીને પ્રણામ કરીને બોલ્યો કે જો મહારાજની આજ્ઞા હોય તો શહેરના દરવાજા કોટ રસ્તાઓ ઘર, મેડીઓ બજારો સહીત આખી લંકા અહીં ઉપાડી લાવું અથવા હે રામચંદ્રજી ? જલદી સર્વ રાક્ષસોની સેનાને અહાંજ મારી નાખું મોટ મોટા પર્વતોથી આ સમુદ્રને પુરી નાખું જો આજ્ઞા આપો તો મારા આ હાથોમાં સર્વ બળ છે. શ્રી રામચદ્રજી તેના વચન માત્રથી તેની ભકિત અને સામર્થ્ય જોઇને બોલ્યા કે જઇને રાવણને એમ કહો કે અજ્ઞાનતાથી, અથવા રાક્ષસોનો રાજા થયો છે એ અહંકારથી અમારી આગળ તેં સીતાજીનું હરણ કર્યું છે તો તું તેમને હમણા છોડી દે. અને જો તે ઉપર પ્રમાણે ન માને તો એમ પણ કહેવું કે લક્ષ્મણજીના બાણથી કપાયલા રાક્ષસોના રૂધીરથી આ જગત રગદોળાશે. અને તું પણ તારા પુત્રોની સાથે યમરાજદ્વારાએ પહોંચી જઇશ.

એ પછી અંગદ બોલ્યો કે હે દેવ ? અમારા જેવા દુતદ્વારાએ તે દુષ્ટ સંધીવા વિગ્રહ નહીં કરી શકે તો તેનું માથું જશે એ જરૂર જાણવું આ વાત સાંભળી શ્રી રામચંદ્રજીએ અંગદને રાવણ પાસે મોકલ્યો તેઓ પોતાની યુકિત પ્રયુકિતથી રાવણને જીતીને પાછા આવ્યા ત્યારે શ્રી રામચંદ્રજી અને તેમના ન્હાનાભાઇ લક્ષ્મણજી અંગદનું બળ આટલું જોઇને ખુશી થયા પણ રાવણ તો પોતે નિર્ભય છે એમ લંકામાં અભીમાનથી રહેવા લાગ્યો લંકાપુરીના રક્ષણ માટે તેણે રાક્ષસોને આજ્ઞા આપી અને સર્વે દીશાઓમાં પણ રક્ષા કરવાને રાક્ષસોને જણાવ્યું એ પછી દશાનન પોતાના પુત્રો પ્રત્યે બોલ્યો તેમાંના ધુમ્રાક્ષ અને ધુમ્રપાન એ બે મુખ્ય હતા તેઓને તેમજ

બીજા રાક્ષસોને તેણે કહ્યું કે તમે સર્વે દુશ્મન પાસે જાઓ અને તે બંન્ને જણાઓને બાંધીને અહીં લંકામાં લઇ આવો અને શત્રુ-ઓના નાશક મહા બળવાન હમારા ભાઇ કુંભકર્ણને નગારાં વગાડીને પણ જગાડો એ પ્રમાણે રાવણની આજ્ઞા મેળવી મહા બળવાન રાક્ષસ લોકો તેની આજ્ઞા પ્રમાણે વાનરોની સાથે યુધ્ધ કરવા લાગ્યા પોતાની શકિત પ્રમાણે કરોડો રાક્ષસો લડયા અને તે સર્વે વાનરોએ મારી નાખ્યા ત્યારે રાવણે બીજાઓને આજ્ઞા કરી કે તમે સર્વે પૂર્વ ભણી જાઓ તે પણ તેઓ એ નિલ વિગેરે વાનરોની સાથે યુધ્ધ કર્યું. અને મરી ગયા. દક્ષીણ દીશામાં પણ રાવણે રાક્ષસોને આજ્ઞા આપી તે પણ વાનરોના નખથી ઘાયલ થઇને મરણ પામ્યા. પશ્ચિમ દરવાજે અંગદ વિગેરે મહા બળવાન વાનરો પર્વતાકાર રાક્ષસોને પણ મારી નાખ્યા ઉત્તરદ્વારપર રાવણે જે રાક્ષસોને યુધ્ધ કરવાને માટે નિયત કર્યા હતા તે સર્વે મૈન્દાદિક વાનરોથી માર્યા ગયા એટલે વાનરોનો સમુહ લંકાના મોટાં મોટાં મકાનોની અગા-સીઓ ઉપર ચહડી ગયો અને અંદર રહેવાવાળા સર્વ અભીમાની રાક્ષસોને મારીને પોતાના સૈન્યમાં પાછા ફર્યા એ પ્રમાણે સર્વે રાક્ષસોના મરી જવાથી તેઓની સ્ત્રિઓ રૂદન કરવા લાગી એ પછી ક્રોધયુકત થઇને રાવણ નિકળ્યો તે પશ્ચિમના દ્વારપર ઘણા રાક્ષસોને લઇને કહેવા ને મારવા લાગ્યો. ત્યારે તે બાણોથી જેનાં શરીર છીન્નભિન્ન થયાં છે તેવા વાનરો નાશી ગયા તે વાનરોને નાસતા જોઇને શ્રી રામચંદ્રજી કહેવા લાગ્યા કે—આ વાનરો કેમ નાઠા ? અને તેમને શો ભય છે ? વચન સાંભળીને વિભીષણજી બોલ્યા કેમહારાજ સાંભળો.

આ સમયે રાવણ યુધ્ધને માટે આ રંગભૂમિ ઉપર આવ્યો છે અને તેના બાણોથી છિન્નભિન્ન થઇને વાનરો અહીં તહીં નાસે

છે જયારે વિભિષણે એવું કહ્યું ત્યારે ક્રોધ કરીને તથા ધનુષ્ય ચઢાવીને શ્રી રામચંદ્રજીએ પોતે પ્રત્યંચા ચઢાવી એ પછી બાણુના સરસરાટ શબ્દથી આકાશની ચારેદીશાઓ ગાજી ઉઠી અને કમળલોચન શ્રી રામચંદ્રજી રાવણુની સાથે યુધ્ધ કરવા લાગ્યા.

સુગ્રીવ, જામ્બુવાન, હનુમાન, અંગદ, વિભિષણુ, તથા બીજા સર્વે વાનરો તથા મહા વિર્યવાન લક્ષ્મણુજી બાણુ વરસાવતા રાક્ષસોની સેના સમીપ જઈ પહોંચ્યા જો કે તે સેના, રથ, ઘોડા, હાથી, વગેરેથી યુક્ત હતી તો પણુ તેને તેઓએ મારી હઠાવી અને રામચંદ્રજી તથા રાવણુનું ઘણુંજ યુદ્ધ થયું. રાવણે જે અસ્ત્ર શસ્ત્રોનો ઉપયોગ કર્યો હતો. તે શસ્ત્રોને કાપીને મહા બળવાન શ્રી રામચંદ્રજીએ એક બાણુથી સારથીને માર્યો. દશ શીર અને દશ ઘોડાઓને શ્રી રામચંદ્રજીએ એક બાણુથી મારી નાખ્યા અને રાવણુનું ધનુષ્ય કાપી નાખ્યું. પંદર બાણુ વડે મુગટ કાપીને પછી સુવર્ણ સમાન દશ બાણોથી રાવણુનાં દશ માથાં ઘાયલ કર્યાં. રામચંદ્રજી યુદ્ધમાં ઘણુાજ કાયર થયા અને રાવણુ પણુ દુઃખી થઈને પોતાના મંત્રીઓના કહેવાથી શહેરમાં પેસી ગયો. યદ્યપી તે દેવમર્દક દેવોને દુઃખ આપનારો હતો. તો પણુ દેવેશ દેવ શ્રી રામચંદ્રજીની આગળ તે ક્યાં નાસવાનો હતો ? શહેરમાં જતાંજ નગારા વગાડીને અને કુંભકર્ણને જગાડયો તે તાકુફી ઉઠયો, જાણ્યો કે તે મોટા શરીરવાળો ભીમ દ્રષ્ટિવાળો દુષ્ટ મહા બળવાન ભૂખ્યો તો હતોજ તેથી તે વાનરોને ખાતો ખાતો રણુસંગ્રામમાં પહોંચ્યો. તેને જોઈને સુગ્રીવે પોતાના નખ તેની છાતીમાં માર્યા અને બે કાન બે હાથોથી ચુંટી લીધાને તેનું નાક સુગ્રીવે દાંતો વડે કાપી લીધું. વાનરોથી ઘાયલ કરાવીને શ્રી રામચંદ્રજીએ તીક્ષણુ બાણોથી તેની કાંધ ફાડી નાંખી અને ઈંદ્રજીતને

આવેલો જાણી ગરૂડજીની સહાયતાથી જીત્યો અને રામચંદ્રજી તથા લક્ષ્મણજી વાનરોના વચમાં શોભાયમાન થઇને બેઠા ઇન્દ્રજીત નાસી ગયો અને કુંભકર્ણ માર્યો ગયો. આ જાણીને રાવણ ઘણોજ ક્રોધાયમાન થઇ ગયો અને ત્રીશીર નામના પોતાના પુત્રને બળવાન જાણીને બોલ્યો કે અરે વાનરોના જે જે યોદ્ધાઓ છે તે ક્યાં છે એમ ઉંચા સ્વરથી કહેતો રાક્ષસોનો અધિપતિ રાવણ ઉતાવળેથી ચાલાક ઘોડાઓના રથ ઉપર ચડીને આવ્યો. આવતાંજ રાવણ પ્રત્યે શ્રી રામચંદ્રજી બોલ્યા કે હે દુષ્ટાત્મન્ રાવણ શ્રી રામ તે હુંજ છું. મારી સામે તો આવ ? જ્યારે રામચંદ્રજીએ એવું કહ્યું ત્યારે લક્ષ્મણજી બોલ્યા કે હે રામ ? રાજીવલોચન મહા બળવાન આ રાક્ષસોની સાથે હું યુદ્ધ કરૂં છું આપ ઉભા રહો. એમ કહી લક્ષ્મણજીએ બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો અને રાવણને સર્વ તરફથી ઘેરી લીધો અને વીસ ભુજાઓથી ચલાવેલા શસ્ત્રોદ્વારાએ યુદ્ધમાં લક્ષ્મણજીને રાવણે ઘેરી લીધા. એવી રીતે તે બન્નેનું મોટું યુદ્ધ થયું અને દેવગણો વિમાન ઉપર ચઢીને આકાશ માર્ગે આ યુદ્ધ જોવા લાગ્યા ભારે યુધ્ધ થયા પછી લક્ષ્મણજીનાં તિક્ષણ બાણોએ રાવણનાં ચલાવેલા બાણોને તથા તેના વીસ હાથને કાપી નાખ્યા અને સારથીને મારીને ઘોડાઓને પણ સૈનિકોએ મારી નાખ્યા અને મોટા અણીદાર બાણોથી રાવણનું ધનુષ્ય કાપીને તેની ધજા પણ કાપીને મહા બળવાન લક્ષ્મણજી જોરથી તેની છાતી ઉપર લાત મારી અને પટકી નાખી બાણ માર્યું. ત્યારે રાક્ષસોનો નાયક ઉતાવળેથી રથ ઉપરથી નીચે ઉતરી ત્યાં આવ્યો અને ઘન્ટાનાદ કરતી મહા શકિત હાથમાં લઇને અગ્નિની સમાન જ્વાળા કાઢતી જીભ લપલપાતી અને મોટી આકૃતિ કરતી સુર્ય જેવી તેજસ્વી તે શક્તિ જોરથી લક્ષ્મણજીની

છાતીપર નાખી આ જોઇ આકાશમાંના દેવતા લોક ઘણાજ ભય પામ્યા. એવી રીતે શકિત લાગવાથી વાનરોની સેના પણ વીખરાઇ ગઇ. અને સર્વે વાનરો રોવા લાગ્યા. ત્યારે દુ:ખી થયેલા શ્રી રામચંદ્રજી તેઓની આગળ આવીને બોલ્યા હે મારા મિત્ર પવનકુમાર હનુમાનજી કયાં છે ? આ પૃથ્વી ઉપર પડેલો ભાઇ લક્ષ્મણ કેવી રીતે જીવશે ? તે ઉપાય તેઓ બતાવે તો ઉપકાર માનું.

એટલું કહેતામાં વિખ્યાત પુરૂષ ઉત્તમ હનુમાનજી હાથ જોડીને બોલ્યા કે ભગવાન્ ? હું અહીં ઉભો છું. આપ આજ્ઞા આપો ત્યારે શ્રી રામચંદ્રજી બોલ્યા કે હે મહાત્મન્ વિશલ્યકર્ણું નામની વનસ્પતિ લાવો અને હે મહાવિર હનુમાનજી અમારા ભાઇ લક્ષ્મણજીને એ ઔષધીથી આરામ કરો.

આ સાંભળી વેગથી ઉછળીને દ્રોણ પર્વત ઉપર જઇને મહાવીર શ્રી હનુમાનજી આખા તે પવતને ઉપાડી લાવ્યા અને ક્ષણ માત્રમાં લક્ષ્મણજીને શ્રી રામચંદ્રજી તથા બીજા દેવતાઓના જોતજોતામાં દુ:ખરહીત કરી દીધા. એ પછી જગન્નાથ, જગદીશ્વર શ્રી રામચંદ્રજીએ મોટા ક્રોધથી હાથી, ઘોડા, રથ, સંયુક્ત થયેલી રાવણની મોટી સેનાનો થોડી વારમાં નાશ કરી દીધો અને રાવણનું શરીર જર્જરીત કરીને વાનરોની સાથે ભગવાન શ્રી રામચંદ્રજી છેટા ઉભા રહ્યા.

રાવણ જ્યારે મુર્છીત થઇ ગયો હતો ત્યારે થોડી વાર પછી તે પાછો મુર્છામાંથી જાગ્યો અને તેણે ઉઠીને ક્રોધથી મોટો સિંહનાદ કર્યો આ સાંભળી આકાશમાંના દેવલોક પણ ઘણાજ ભયભીત થઇ ગયા અને એ વખતે શ્રી રામચંદ્રજીની સમીપ અગસ્ત્ય રૂષિ આવ્યા કે જેમની સાથે રાવણે ઘણા દીવસથી વૈર બાંધ્યું હતું.

તેથી તે મહારૂષિએ શ્રી રામચંદ્રજીશે રાવણના નાશ માટે "આદિ-ત્યહૃદય" નામનું સ્તોત્ર આપ્યું અને અગસ્તજીએ આપેલું ધનુષ્ય પણ શ્રી રામચંદ્રજીએ ચઢાવ્યું અને તેની પુંજા કરીને સારી રીતે પણસ ચઢાવી ટંકાર કર્યો અને સુવર્ણની સમાન તિક્ષણ ધારવાળું બાણ પણ ચઢાવ્યું અને ભગવાન શ્રી રામચંદ્રજી રાવણની સાથે યુધ્ધ કરવા લાગ્યા જયારે તે બન્ને મહા બળવાન યોદ્ધાઓ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા અને બન્નેનાં બાણોથી આકાશમાં અગ્નિ પ્રાપ્ત થયો એ રણસંગ્રામમાં નૃપ શ્રેષ્ટ શ્રી રામચંદ્રજીએ પ્રચંડ આગ્ન ઉત્પન્ન કર્યો અને તેઓ રથ વગર ઘોડા વગર પગપાળા યુધ્ધ કરતા હતા તેથી ઇન્દ્રે હજારો ઘોડા જોડેલા એવો દિવ્ય રથ તથા માતલી નામનો સારથી ત્યાં રણસંગ્રામમાં મોકલ્યો કે જે રથ મોટમોટા લોકોમાં વિખ્યાત છે. શ્રી રામચંદ્રજી મહારાજ તે રથના ઉપર અરૂઢ થયા ને માતલી નામના સારથીને આજ્ઞા દેતા મહાપ્રતાપી શ્રી રામ-ચંદ્રજીએ બ્રહ્માનું વરદાન મેળવ્યું એ પછી અહંકારી થયેલા તે દુષ્ટ રાવણને બ્રહ્માસ્ત્રથી માર્યો.

ઠીક ! શ્રીરામચંદ્રજીએ એવી રીતે આખા જગતના વૈરી રાવ-ણને માર્યો. તો ઇન્દ્રાદીક દેવતાઓ પોતપોતાના મનમાં બોલ્યા કે શ્રી વિષ્ણુ ભગવાને શ્રી રામચંદ્રજીનો અવતાર લઇને આપણા દુશ્મન રાવણને માર્યો અને તે બ્રહ્મા-મહેશને મારવો પણ ઘણું કઠિણ કામ હતું. એમ કહી વિચાર કર્યો કે આપણે સર્વે એ અહીંથી નિચે ઉતરીને શ્રી રામચંદ્રજીને પ્રણામ કરીએ.

એવી રીતે શોભાયુકત નાના પ્રકારનાં વિમાનોપરથી ઉતરીને પૃથ્વ ઉપર આવીને મહાદેવ, ઇન્દ્ર, બ્રહ્મા, નારદ ચંદ્રાદિક સર્વે દેવતાઓએ સનાતન વિધિપૂર્વક વિષ્ણુ કે જે જગન્નાથ, અવ્યય

અનુજ સહીત શ્રી રામચંદ્રજીની પુજા ચારે બાજુએથી ઘેરીને કરી પુજાની છેવટે અંદર અંદર સર્વે દેવગણો બોલ્યા કે હે દેવતાઓ! જુઓ આ રામચંદ્રજી છે, આ લક્ષ્મણજી છે અને આ સુર્યના પુત્ર સુગ્રીવજી છે અને આ વાયુ પુત્ર હનુમાનજી છે અને આ સર્વે અંગદાદિક કપી વર્ગ છે.

આ સરવે દેવતાઓએ કહ્યું ત્યારે સુગંધમય જેની વેણીઓ ગુંથેલી છે, જેની ભ્રમરપાકતઓ શોભી રહી છે તેવી દેવોની સ્ત્રીઓના હાથોથી શ્રી રામચંદ્રજી અને લક્ષ્મણજીના ઉપર પુષ્પોની વૃષ્ટિ થઇ આશીર્વાદ અપી ચાલી ગઇ એ પછી હંસ ઉપર શ્રી બ્રહ્માજીએ આવીને અમોઘનામ સ્તોત્રથી શ્રી રામચંદ્રજીની સ્તુતિ કરી અને બોલ્યા હે પ્રભુ તમે ભૂત, વર્તમાન સર્વેમાં ત્રિગુણમય છો. તમારા ગુણ વેદોમાં ગવાય છે. શાસ્વત બ્રહ્મ પરાત્પર છો. તમોએ આજે દશાનન ( રાવણ ) ને માર્યો જેથી આખુ જગત ભય પામ્યું છે, તેમનું તમો કલ્યાણ કરો. આવા રીતે સ્તુતિ સાંભળીને સરવે દેવ, ગંધર્વો ભયયુકત થયા અને પરમ શુદ્ધ આચરણવાળાં સિતાજીને લઇને હનુમાનજી વિગેરે સર્વે અયોધ્યામાં આવ્યા અને ભરતજીએ શ્રી રામચંદ્રજીને રાજ્યગાદીએ બેસાડયા. નાના પ્રકારના વસ્ત્રાલંકારોથી શોભી રહેલા શ્રી રામ–સીતા લક્ષ્મણ ભરત અને શત્રુઘ્ન. દશરથ રાજાએ સ્થાપેલી ગાદીનો ઉત્તમ વહીવટ કરવા લ.ગ્યા. પરમ શુધ્ધાચરણી સીતાજીની સાથે શ્રી રામચંદ્રે–ઘણા યજ્ઞો કર્યા અને રૈયતને પુત્રની માફક પાળી પાછી અયોધ્યાની કીર્તિને વધારી.

તા. ક. જે કોઇ આ ચરિત્ર ભકિતભાવથી વાંચશે તેનું શ્રી રામચંદ્રજી કલ્યાણ કરશે. એ લેખકની વિજ્ઞાપ્ના. પ્રૂફો સુધારવામાં રહેલી ખામીને માટે ક્ષમા ચાહું છું.

સમાપ્ત.

 અહિંસા ધર્મનું પ્રતિપાલન કરનાર 

# શ્રી રામચંદ્રજીની પ્રેમી ભક્ત શવરીની વાર્તા.




હેલાં કોઇ એક સમય ઉપર જેને આજકાલ આપણુ નાગપુર કહીએ છીયે તે પ્રાન્તમાં એક ભીલ રાજા હતો એને શવરી નામની એક અતિ રૂપવંતી કન્ય હતી, જ્યારે એ અવસ્થામાં આવી ત્યારે ત્હેના વિવાહની તૈયારી થઇ રહી હતી. રાજાને ત્યાં લગ્ન પ્રસંગ હતો એટલે તેની જાતના લાખો પુરૂષોનો સમૂહ ભેગો મળ્યો હતો; ભોજનનો સમારંભ તો કરવોજ જોઇએ. એ કારણથી રાજાએ બકરીઓ આદી સહસ્ત્ર જીવોને મંગાવી નગરની બહાર એકઠા કર્યા હતા. "ભીલ લોક માંસાહારી છે એ વાત તો પ્રસિદ્ધ છે." જ્યારે લગ્નનો દિવસ નજીકમાં આવી પહોંચ્યો ત્યારે એ કન્યા એક દિવસ પોતાની માતાની સાથે રથમાં બેસી નગરની શોભા જોતી જોતી આવતી હતી. એવામાંજ નગરની બહાર નીકળતાં હજારો જીવોના સમૂહને ભેગો થયેલો તેણીએ જોયો ત્યારે એ કન્યાએ પૂછ્યું કે માતાજી? આ એટલા બધા જીવ કેમ એકઠા કર્યા છે! માતાએ જવાબ આપ્યો,–બેટી? હવે તારા

લગ્નનો સમારંભ થવાનો છે એમાં મીજબાનીને લીધે આ બધું એકઠું કર્યું છે આ સાંભળી એ કન્યાને ઘણોજ ખેદ થયો કે મ્હારા એકલા પ્રાણને માટે આટલા બધા જીવોનો વધ થશે ? હર, હર, આ સર્વેનું સંહારનું કારણ હું એકલીજ છું એવો વિચાર કરતી કરતી ઘણીજ વ્યાકુળ થઇ અને રાત્રે તેને નિંદ્રા પણ આવી નહિ છેવટે તેણીએ પોતાના મનમાં વિચાર ઠરાવી લીધો કે હું છાનીમાંની કોઇ ઠેકાણે એકલી ચાલી જઇશ અને મારો વિવાહ ન થવાથી આ જીવોનો જાન બચી જશે, એવો પક્કો વિચાર કરીને એ રાત્રે નગર છોડી વનમાં ચાલી ગઈ. વળી રાજાના નોકરો ખોળતા ખોળતા આવી ન જાય એવા ભયથી અજવાળુ થતાં દિવસે ગુફાઓમાં વિશ્રામલેતી હતી અને રાત્રે માર્ગમાં ચાલતી હતી, એમ ચાલતાં ચાલતાં દંડકારણ્યમાં આવી પહોંચી અને ત્યાં કંદમૂળ-ફળ આદિક ખાઇને રહેવા લાગી એક દિવસ તેણીએ વિચાર કર્યો જે મેં આ સંસાર સુખનો તો ત્યાગ કર્યો છે એ કારણથી કોઇ મહાત્માનો આશ્રય કરીને પરલોકની સાધના કરવી જોઇએ, એમ વિચારતાં વિચારતાં એને એવી યુક્તિ સુઝીકે આ વનમાં માતંગ રૂષિનો આશ્રમ છે ત્યાં જઇને તેમની સેવા કરૂં. વળી ફેર મનમાં વિચાર કર્યો જે હું જાતની અપવિત્ર ભીલડી છું અને રૂષિજી મને પોતાના આશ્રમમાં કેમ રાખશે ? અને

મારે તેમની સેવા કરવી જોઈએ કારણુ તે વગર પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ કાર્યસિદ્ધ થશે નહિ. એવો વિચાર કરી દરરોજ લાકડાંનો ભારો લાવી પ્રાતઃકાળના સમયે અંધારામાં જેવા પ્રકારે કોઈ ન જાણે તેમ આશ્રમમાં તે ભારો નાખી આવવાનો પ્રારંભ કરી દીધો અને દરરોજ ઈશ્વરનું સ્મરણ કરતી હતી. અહીં આશ્રમમાં રૂષિજી આશ્ચર્ય થઇ ગયા કે, આ દરરોજ લાકડાંનો ભારો કોણુ નાખી જાય છે ? એક દિવસે શવરીને લાકડાં લાવવામાં કંઇક વાર લાગી, આ વખતે રૂષિનો એક શિષ્ય સ્નાન કરવાને જતો હતો અને માર્ગમાં અંધકાર થવાના કારણુથી તેને સહેજ શવરીના બોજાની ટક્કર લાગી અને એ રૂષ્ટપુષ્ટ વિદ્યાર્થી કોપી ગયો. ને તેને એ વખત ક્રોધ આવતાં મ્હોડા ઉપર થપ્પડ મારી. એ થપ્પડથી તે બિચારી મૂર્છીત થઇ ગઇ. ઘણી વારે સાવધાન થઇ. રૂદન કરતાં કહેવા લાગી. હે પરમાત્મન્ હું કેવી અભાગણી કે ત્યાંના સુખપર પાણી ફેરવી વનવાસી થઇ. મહાત્માની સેવા કરવાને અહીં આવી તો અહીં પણુ આવું વિઘ્ન નડ્યું ? હવે આ લોક મારી સેવાનો કેવો સ્વિકાર કરશે ? એવો વિલાપ કરી રહી હતી, એટલામાંજ એ માર્ગમાં રૂષિજી સ્નાન કરવાને જતા હતા. ત્યાં તેઓએ તેની વ્યાકૂળતા જોઈ. વૃત્તાન્ત પૂછયો અને ફેર ધીરજ આપીને કહેવા લાગ્યા કે હે પુત્રિ તું કંઇ ગભરાઈશ નહિ

પ્રસન્નતાથી હરિનામનું સ્મરણ કરતાં અમારા આશ્રમમાં સુખથી નિવાસકર, એવું આશ્વાસન આપી, પોતાની પર્ણ-કુટીની પાછળ તેને એક ન્હાની પર્ણકુટી બનાવી આપી અને તે ત્યાં રહી, ઈશ્વરનું ભજન પુંજા અને રૂષિની સેવામાં પોતાનો સમય ઉત્તમતાથી વિતાડવા લાગી.

અહીં જે શિષ્યોએ ભગવાનની ભક્તનું અપમાન કર્યું એ કારણથી ત્યાંના સર્વ લોકોનું જીવન સાધન જે પંપા સરોવર હતું તેમાંનું પાણી બગડી જઈ કીડા પડી ગયા હતા અને સર્વને ઘણુંજ કષ્ટ થવા લાગ્યું. સર્વ લોક એનું કારણ જોવા લાગ્યા. ત્યારે-તેના ઉપર કલિયુગ મહારાજનો પ્રભાવ પડવા લાગ્યો, એઓએ રૂષિના પાસે આવીને કહેવા માંડયું જે જયારથી આ સ્ત્રિ આપના આશ્રમમાં આવી છે. ત્યારથી આ સરોવરનું જળ બગડી ગયું છે. એ કારણથી આપ હવે કહાડી મૂકો. આ સાંભળી રૂષિ ધ્યાનવસ્થિત થઇ સરોવરને બગાડવાનું કારણ ખોળવા લાગ્યા. ત્યારે તેઓને તેનું કારણ તેમના શિષ્યે શવરીનો તિરસ્કાર કર્યો હતો તે વિદિત થયું અને તેઓ શવરીને પુત્રીની સમાન સમજતા હતા અને શિષ્યને એવું કહ્યું જે એ મહાત્મા શવરીના અંતઃકરણને બહુજ દુઃખ અને આ નિષકારણનું કલંક કેવળ અતિ પ્રબળ પૂરાતન ચિંતવનનું કારણ લગાડયું છે એવું સમજીને તેઓએ પોતાના પવિત્ર શરીર

યોગબળથી ત્યાંજ તેને ભસ્મ કરી દીધો અને શરીરને ભસ્મ કરતી વખતે શવરીને કહ્યું કે, પુત્રી ? તુ આ આશ્રમમાં રહી ભગવાનની સેવા કરતી રહેજે. તારી ઇચ્છાને અનુસાર–શ્યામ સુંદીર કમળ નેત્ર ધનુર્ધારી શ્રીરામચંદ્રજી એક હજાર વર્ષ પછી અહીં આવીને તને દર્શન આપશે. આ સાંભળી શવરીને ઘણોજ આનંદ થયો અને મને શ્રીરામચંદ્રજીનાં દર્શન થશે ? એવી આશા રાખી પહેલાંથીજ અધિક દ્રઢતાની સાથે ભગવદ્ ભક્તિ કરવા લાગી જ્યારે શ્રીરામચંદ્રજીને આવવાના દિવસો ઘણાજ નજીક આવી ગયા, ત્યારે તેને બરાબર ધ્યાન રહેવા લાગ્યું અને આજ શ્રી રામચંદ્રજી આવશે, કાલ આવશે. એવી આતુરતાથી વાટ જોવા લાગી અને તેણીએ ભગવાનને માટે દર્ભનું આસન બનાવ્યું અને તેને વારંવાર ધોતી હતી. તથા સ્વચ્છ કરતી હતી તેવાજ પ્રકારે પ્રભુને ભેટ સમર્પણ કરવાને માટે સુંદર સુંદર બોર લાવી. માટીના વાસણમાં ભરી રાખ્યાં હતાં અને એ બોર ખાટા ન થાય એ કારણથી પોતાના દાતરડાથી કાતરી જેટલાં સારાં સારાં હતાં એ એક બાજુએ અલગ વાસણમાં ભરી રાખ્યા. એમ કરતાં કરતાં મનમાં સંશય કરવા લાગી કેઃ—

શ્રી રામચંદ્રજી મારે ગરીબને ત્યાં કેમ આવે ? નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં અને વિચાર કરવા લાગીકે;

રૂષિજીનું કહેવું મિથ્યા નથી. એમ કરતાં કરતાં જેવી રીતે બતાવ્યું હતું. તેજ નિયમીત વખતપર ભગવાન શ્રી રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી સહિત દંડકારણ્યમાં તેના આશ્રમ આગળ આવ્યા. અહીં શવરી પણ એકીટસે ભગવાનને આવવાની વાટ જોઇ બેઠી હતી. એટલામાંજ શ્રી રામચંદ્રજીની શ્યામ સુંદીર કમળ નયન મૂર્તિ દૃષ્ટિએ પડી ત્યારે તેનો કંઠ ભરાઈ આવ્યો ને નેત્રોમાંથી પ્રેમાશ્રુઓની ધારા વહેવા લાગી. ભગવાન શ્રી રામચંદ્રજી માતા શવરી? એવું સંબોધન કરીને ઘણાજ પ્રેમની સાથે મળ્યા. જે માતૃપ્રેમથી તેઓશ્રી કૌશલ્યાની સાથે મળ્યા હતા, એજ માતૃપ્રેમથી શવરીને મળ્યા. એ પ્રેમની ગરબડમાં શવરી શ્રી રામચંદ્રજીને બેસવાને માટે બનાવેલી ચટાઈને પાથરતાં પણ ભૂલી ગઈ—શુદ્ધ પ્રેમની એવી દશા થાય છે. તદનંતર વિશેષ કરીને—તારા નિમીત્તથી હું આ આશ્રમમાં આવ્યો છું. એવું કહીને શ્રી રામચંદ્રજીએ તેને નવધા ભક્તિ સંભળાવી અને તેણીએ પ્રભુને માટે જુદાં જુદાં કરી રાખેલાં બોર પ્રભુને સમર્પણ કર્યાં. ભગવાને ઘણાજ આનંદથી તે ખાધાં એક વાસણમાં ભરીને લક્ષ્મણજીને પણ આપ્યાં હતાં. પરંતુ તેઓએ તે શવરીનાં બોર જુઠાં અને અશુદ્ધ સમજીને શ્રી રામચંદ્રજીની દ્રષ્ટિમાં ન આવે તેમ બોરથી ભરેલું વાસણ જેમ તેમ ફેંકી દીધું એને તે હિમા-

લય ઉપર જઇને પડયા અને તેનો દ્રોણાચળ બનીને તેના ઉપર તે બોરોથી મૃત સંજીવની બુટ્ટી ઉત્પન થઇ નવી-રોશનીવાળા સુધારક લોક કહેશે કે:—Impossible પરંતુ અશકય નથી. શેષજીનો અવતાર હોવાના કારણે લક્ષ્મણ-જીનું પરાક્રમ પણ એવું હતું. પરંતુ એવા વખતનું એવું કાર્ય આજકાલના અલ્પ વિર્ય અલ્પ સત્વ પ્રજાને અશકય પ્રતિત થાય તો એમાં આશ્ચર્ય શું છે? શ્રી રામચંદ્રજીએ વિચાર્યું જે શવરીના જુઠાં બોર જાણીને લક્ષ્મણજીએ મારા ભક્તનો એવો અનાદર કર્યો છે. એ કારણથી હું તેને કોઇ વખત એ બોર ખવડાવીશજ. હવે જ્યારે લક્ષ્મણજી અને મેઘનાદને યુદ્ધ થતાં થતાં જ્યારે લક્ષ્મણજીને શક્તિ લાગી હતી ત્યારે મહાવિરજી (હનુમંતે) એ દ્રોણાગીરી લાવી તેના ઉપરની સંજીવની બુટ્ટીનો રસ ચોપડી અને કેટલોક રસ લક્ષ્મણજીના મુખમાં નાંખ્યો. ત્યારે તેઓ ફરી સાવધાન થઇ યુદ્ધ કરવા લાગ્યા, ભક્તના ઉપર પ્રભુ એવો પ્રેમ કરે છે વળી ભગવાન રામચંદ્રજીને આવવાના સમાચાર માતંગ રૂષિના આશ્રમમાં રહેવા વાળાઓએ સાંભળ્યા. ત્યારે તેઓએ વિચાર્યું કે, અહલ્યા હજારો વર્ષથી શિલા( પત્થર ) થઇને પડી હતી. તેનો ઉધ્ધાર શ્રી રામચંદ્રજીએ પોતાના ચર્ણોની રજથી કર્યો હતો. તેવીજ રીતે આ પંપા સરોવરને પણ પોતાના ચરણની રજથી શુદ્ધ કરી દેશે એવો વિચાર કરી

ભગવાનની સમીપ જઇને તેઓએ પ્રાર્થના કરી કે, હે ભગવાન! આપ આ જળને આપના ચરણુની રજથી શુધ્ધ કરી આપો. એવું સાંભળી શ્રી રામચંદ્રજીએ "ઘણુંજ સારૂ" એમ કહ્યું અને કમરભર જળમાં જઇને ઉભા થઇ ગયા. પરંતુ તે જળ શુદ્ધ થયું નહિ. આવું જોઇને તે રૃષિના શિષ્યોના મનમાં સંદેહ ઉત્પન્ન થયો કેઃ—

શ્રી રામચંદ્રજી ! શવરીના ભ્રષ્ટ આશ્રમમાં ગયા હતા. એ કારણુથી તેઓ એ જળને શુધ્ધ કરી શકતા નથી. ત્યારે શ્રી રામચંદ્રજીએ કહ્યું કે ભાઇઓ ? જ્યાં સુધી જળ બગડવાનું કારણુ ઠીક ઠીક ( બરાબર ) માલુમ પડશે નહિ ત્યાં સુધી આ જળ શુદ્ધ થશે નહિ. ત્યારે એ આશ્રમમાંનો એક બુઢ્ઢો કહેવા લાગ્યો કે મહારાજ જે દીવસે હમારા ગુરૂ ભાઇએ શવરીના મુખપર પ્રહાર કર્યો હતો ? ત્યારથી એટલે એ દીવસથી આ સરોવરનું જળ બગડી ગયું છે. એટલું મને માલુમ છે. આ સાંભળી શ્રી રામચંદ્રજીએ કહ્યું કે હને જો એમ હોય તો ત્હેનો એક નાનો સરખો ઉપાય છે કે એક કમંડલમાં જળ લાવો અને તેમાં શવરીના ચરણુનો અંગુઠો ધોઇ એ જળ આ સરોવરમાં નાંખો ? તો તે શુદ્ધ થઇ જશે. એમ કરતાં તે સરોવરનું જળ તરતજ શુદ્ધ થઇ ગયું. એવું જોઇને તે શિષ્યોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું અને હવે તે દિવસથી શવરીની

સેવા કરવા લાગ્યા. એવા પ્રકારે ભગવાન શ્રી રામચંદ્રજી વખત આવતાં ભક્તનો મહિમા પોતાનાથી પણ અધિક દ્રઢ કરી બતાવે છે ભગવાનને તો સંસારની કંઇ પણ વાત નથી, કંઇ પ્રયોજન નથી. તથાપિ તેઓ પોતાના ભક્તોની નિમિત્ત અનેક અવતાર ધારણ કરી તેઓનું કલ્યાણ કરે. ે શ્રી રામચંદ્રજીને–"મર્યાદ પુરૂષોત્તમ" અવતાર કહ્યા . કેમકે તેઓએ નિતિ મર્યાદાનું પુરેપુરૂં ચિત્ર બતાવ્યું છે એ વાત આ શ્રી રામચરિત્રપર દ્રષ્ટિ કરવાથી સહજમાં સમજાઇ જાય છે.

સાર એવો છે જે–શવરીને દર્શન આપવાને લીધે પોતે ભગવાન ત્હેના આશ્રમમાં આવ્યા. એવી યોગ્યતા થતાં (સમજાતાં) ત્હેનું પહેલું આચરણ કેવું હતું? અર્થાત્ અહિંસા ધર્મ વિરૂદ્ધ હતું. માને તેમ સમજી સર્વ કોઇએ અહિંસા ધર્મનું પાલન કરવું જોઇએ તેથી આ લોક અને પરલોકમાં કલ્યાણ થશે—અસ્તુ.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે
છાપ્યું છે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.